# સૂવર્ણાચાર્ય હુન્નર-વિજ્ઞાન

ભૂમિકા ૧ થી ૬.

પ્રથમ ભાગ.

# સૂવર્ણાચાર્ય

# હુન્નર-વિજ્ઞાન.

## ભૂમિકા ૧ થી ૬.



પ્રથમ ભાગ.


લેખક:—

સોની કેવળરામ મણીરામ ભગત.

નવાપુરા, પારસીશેરી, સુરત.



આવૃત્તિ ૧ લી ] [ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૯૬–સને ૧૯૪૦.




કીંમત રૂા. ૩-૮-૦.

# અર્પણ પત્રિકા.

**શ્રીયુત્ ભાઈશ્રી રતનલાલ ગુલાબદાસ**, વાડીફળીઆ, **સુરત.** જેમની મુંબાઈમાં પણ દુકાન છે. કારીગર ભાઇઓને એમની ઓળખાણ આપવાની ભાગ્યેજ જરૂર હોય. એવણ એક પ્રતિષ્ઠિત પુરૂષ છે એટલુંજ નહીં પણ બાળપણની સામાન્ય દશામાંથી ખંત અને કાળજીથી ધંધામાં પ્રગતિ કરી રાજા–મહારાજાઓમાં સારી પ્રતિષ્ઠા મેળવી ઝવેરાતના ધંધામાં વિલાયત સુધી વેપાર કરી સારા પૈસા પેદા કરનાર તથા અનેક ઝવેરાતના વેપાર કરનાર ઝવેરીઓમાં પણ જે વિશ્વાસ પ્રાપ્ત કરનાર પ્રમાણિક પુરૂષ તરીકે આપણા કારીગર વર્ગમાં જે અગ્રગણ્ય છે. એ વિષે બે મત હોઈ શકેજ નહીં. અને મને એમની સાથે જ્યારનો સંબંધ થયો છે ત્યારથી મને પણ એમનો સારો અનુભવ થયો છે. એમનામાં ઉંચા વિચારો તથા ઉદારતા આદિ દૈવીગુણોનો ખ્વાસ છે અને મારાપર પણ એમનો હાર્દિક પ્રેમ આજસુધી જે એમણે રાખ્યો છે તે પ્રેમથી આકર્ષિત થઈ હું આ મારૂં તુટ્ટુભાંગુ સામાન્ય બુદ્ધિથી લખાયેલ **સૂવર્ણાચાર્ય હુન્નર-વિજ્ઞાન** નામનું પુસ્તક એમને સપ્રેમ અર્પણ કરૂં છું.

| | |
|---|---|
| સંવત ૧૯૯૬ ના<br>શ્રાવણ સુદ ૧ને રવીવાર. | લી૦ આપનો,<br>**ભગત કેવળરામ મણીરામના**<br>સ્નેહવંદન. |

---

## પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

**સુરત—** પ્રકાશકને ત્યાંથી. **સોની કે. એમ. ભગત**
નવાપુરા, પારસીશેરી—સુરત.

**મુંબાઇ—** **એચ. જગમોહનદાસની કું૦**
લુહાર ચાલ, અશોક બીલ્ડીંગની નીચે—મુંબાઈ.

**વડોદરા—** **સોની રંગીલદાસ ગોરધનદાસ,**
નરસીંહજીની પોળ—વડોદરા.

**અમદાવાદ—** **સોની મગનલાલ પાનાચંદ,**
રાયપુર, મહાલક્ષ્મીની પોળ—અમદાવાદ.

શ્રી

# પ્રસ્તાવના.



સંવત ૧૯૯૫ માં મારી સાંઠ વર્ષની ઉંમરે શરીરની સ્થિતિ જરા નરમ થઈ અને એ અસ્વસ્થ શરીરમાં મને એ વિચાર પેદા થયા કે માણસનું શરીર નાશવંત તો છેજ પણ છેલ્લી અવસ્થામાં બાળપણથી તે આજસુધીનું મેળવેલું જ્ઞાન અથવા અનેક કળાઓ તેનો આ શરીરની પાછળ નાશ થાય અને તે જ્ઞાન પાછળથી કોઇના પણ ઉપયોગમાં નહીં આવે અને નિર્થક જાય માટે શું કરવું એ વિચારો પોષાતા એક ગ્રંથના રૂપમાં અનુભવ જે કાંઇ આપણી બાળ અવસ્થાથી તે આજસુધી થયો તે પ્રગટ કરી આપણા કારીગર ભાઇઓને તેનો લાભ મળે એ હેતુથી આ પુસ્તક લખવાનો આરંભ કર્યો.

માણસે પોતાના જ્ઞાનના પોતે પ્રસંસક ન બનવું જોઈએ એ એક સામાન્ય ન્યાય છે. પણ અહીં એક વાત જરૂરી હોઈ એ દોષ વહોરી લઈ કેટલાક જ્ઞાનપીપાસુ કારીગર ભાઇઓને લાભ મળે એવા મારા એક મિત્રના આગ્રહને વશ થઇ સ્વાર્થ-પરમાર્થ ઉભય સધાય એવું એમનું માનવું, અને મને એમણે સક્રિય મદદ કરી આ પુસ્તક પ્રગટ કરવાની તક આપી, માટે એમનો આભાર ભૂલાય એવો નથી. એ મારા મિત્ર સોની મણીલાલ છોટાલાલ, હરીપુરા-સુરત, હાલ એમનો નિવાસ છે.

બીજું આ પુસ્તકમાં કેટલીક ભાષા એવી વાપરી છે કે જે તદન ઓછું ભણેલાને સમજાય એવી, એટલે તોછડી હશે તેમ અનેક ત્રુટીઓ પણ હશે, પણ એમાંથી સાર ગ્રહણ કરી કારીગર ભાઇઓ લાભ મેળવે એવી આશા સેવતો—

સંવત ૧૯૯૬ ના<br>શ્રાવણ સુદ ૧ને રવીવાર,<br>તા૦ ૪-૮-૧૯૪૦

આપનો,<br>**કેવળરામ મણીરામ ભગતના**<br>ઓમ્ તત્સત્

# પરિચય.

આથી સર્વે સૂવર્ણકાર ભાઇઓને ભાઇશ્રી ભગત કેવળરામભાઇનો પરિચય કરાવવાનું હું જે સાહસ કરૂં છું તે એટલાજ માટે કે આપણે આ દુનિયામાં ભગવા વસ્ત્ર ધારણ કરી બાહ્ય આડંબર કરનારનેજ સાધુ તરીકે માનીએ છીએ પણ ગૃહસ્થાશ્રમમાં રહી જેણે સ્વધર્મનું પાલન કર્યું. એટલે પોતાના સ્વરૂપને જેણે જાણ્યું એવા સાચા સાધુને આપણે જાણી શકતા નથી. એ હેતુથી ભાઇશ્રી કેવળરામનો પરિચય કરાવવાની મારી જીજ્ઞાસા થઈ છે. પચ્ચીસેક વરસ થયા હમારે એમનો પરિચય થયો છે પણ પાછલા પંદરેક વરસ થયાં હમો વધુ સંપર્કમાં આવવાથી એવણ ગૃહસ્થાશ્રમ ભોગવતા છતાં એમની ઉચ્ચભાવના તથા એમનું તત્ત્વજ્ઞાન જે ખરેખર ઉચ્ચ કોટિનું, જેમાંથી સાગરમાંથી ગાગરની માફક થોડું જાણવા ભાગ્યશાળી થયો છું એ જે વાણીથી કહેવા અસમર્થ છું.

એમનામાં નરસીંહ મહેતાના જેવી ભક્તિ, અખા જેવી આત્મ મસ્તી, પ્રિતમના જેવી વાણી માધુર્યતા એમનામાં હું જોઇ રહ્યો છું. એમને મેળવેલા જ્ઞાનનો સૌ કોઇ ભાઇને લાભ મળે. એમણે નાની ઉંમરથી તે આજસુધીના એમણે મેળવેલા હુન્નરકલા તથા અધ્યાત્મ જ્ઞાનના વિષયો એક પુસ્તકરૂપે પ્રગટ કરવાની મારી અભિલાષા હું એમને જણાવતો હતો તે મારી ઇચ્છા એમણે ફળીભુત કરી છે. એમની ઇચ્છા તો સહજસ્વભાવે જે કાંઇ થાય તે બધી પ્રભુસેવાજ છે. પણ મારો હેતુ એમના મેળવેલા જ્ઞાનનો એમના સત્સંગદ્વારા સૌ કોઇ ભાઇ લાભ મેળવી કૃતાર્થ થાય એવી આશા રાખતો—

| | |
|---|---|
| **સુરત.** | આપનો સેવક, |
| સંવત ૧૯૮૬ ના | **સોની મણીલાલ છોટાલાલના** |
| શ્રાવણ સુદ ૧ને રવીવાર. | જય સચ્ચિદાનંદ. |

---

મુદ્રકઃ– **મંગળદાસ જેકીશનદાસ ચોકસી,**
મુદ્રણસ્થાનઃ– ધી **"ભારત વિજય"** પ્રીં૦ પ્રેસ,
સ્ટેશન રોડ, પોલીસ લાઇન સામે — **સુરત.**

શ્રી

# પ્રથમ ભૂમિકા.

## બાળજીવન.

મનુષ્યને સર્વોત્તમ સુખ પ્રાપ્ત કરવાની અભિલાષા છે પણ તે શી રીતે પ્રાપ્ત થાય એ વિષે શાસ્ત્રકારોએ (અધ્યાત્મ શાસ્ત્રોએ) સાત ભૂમિકાનું વર્ણન કર્યું છે. (૧) શુભેચ્છા. (૨) સુવિચારણા. (૩) તનુ માનસી. (૪) સત્વિપત્તિ. (૫) અસંશક્તિ. (૬) પદાર્થાભાવિની. (૭) તુર્યગા. એવી શૈલી કરી જે માણસ પગથીએ પગથીએ ક્રમવાર જેમ માળપર પહોંચે તેમ પ્રથમ ભૂમિકા અહીં મનુષ્યનું બાળજીવન. એ બાળજીવનમાં માતાપિતા આધાર હોવાથી માતાપિતાએ એને સંસ્કારી બનાવવા પ્રયત્ન કરવો. બાળકનું જીવન અનુકરણીય એટલે ઘરના કોઈ પણ માણસના આચરણની એ નકલ કરવા પ્રેરાય છે. માટે માતાપિતાએ અથવા ઘરના કોઈ પણ માણસે અસત્ય, અપ્રિય, કઠોર અથવા ભયજનક શબ્દો તથા કોઈ પણ શારીરિક કુચેષ્ટા બાળકને ખરાબ છાપ પડે એવી કરવી નહીં. બાળક જન્મે છે ત્યારથીજ શુભાશુભ સંસ્કારને લઈનેજ જન્મે છે. તથાપી અદ્રષ્ટમાં રહેલા સસ્કારને ખીલવવાનું કારણ અને તેનો આધાર કર્મ ઉપરજ છે.

**પાન સડે ઘોડા હઠે, વિદ્યા વિસર જાય;**
**તવી પર રોટી જલે, કહો ગુરૂ શું થાય.**

વસ્તુતા એ દુનિઆમાં કોઈપણ વસ્તુ પેદા થઈ કે તુરતજ તેના પર કર્મ લાગુ પડે છે. જો તેના પર કોઈ કર્મ કરવામાં નહીં આવે તો તે જરૂર નાશ થાય છે. બાળક જન્મતાની સાથેજ તેને નહુવાડવા ધોવાડવા અથવા પોષણને માટે ગળથુથી અને ધવડાવાની ક્રિયા શરૂ થાય છે. તો જે વસ્તુ કર્મથી પેદા થઇ, કર્મ જેનો આધાર છે, કર્મથી જેનુ ટકવાપણું, ઉન્નતિ, અધોગતિ

એ પણ કર્મ ઉપરજ અવલંબે છે. તો પછી માણસે પોતાના બાળકને ભાવિમાં સંપૂર્ણ જ્ઞાનવાળો, સંપૂર્ણ સુખી, સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા શા માટે બેદરકાર રહીએ ?

## आळषाणां महा रीपु !

મનુષ્યનો દુનિયામાં કોઇ દુશ્મન નથી પણ તે આળસજ છે એ ઉપર ભક્ત છોટમનું કિર્તન આપણે પુરવાર કરી આપે છે. જે આળસ મોટામાં મોટો અવગુણ છે.

## * કિર્તન. *

અવગુણ આળસમાં રે આળસમાં, આશા ખોટ પડી પરવશમાં.
—અવગુણ૦ ૧

સરજનહારે સૂરજ સરજ્યો સહુના ઉદ્યમ સારૂ,
આંખ મીચીને દિવસે ઉંઘે તેને છે અંધારૂ.—અવ૦ ૨

ભણ્યો હોય તે સઘળું ભૂલે વેપારી તે ડુલે,
ખેતી કરતાં આળસ રાખે તે ખેતરમાંથી શું લે.—અવ૦ ૩

રાજભ્રષ્ટ હોય તે રાજાની પ્રજા પીડા પામે,
શસ્ત્ર ધરી આળસમાં રહે તે ના જીતે સંગ્રામે.—અવ૦ ૪

સાધનવાળા સિદ્ધ ન થાયે ને જોગન પામે જોગી,
શરીરવિદ્યા શીખ્યા હોય પણ વૈદ મરે છે રોગી.—અવ૦ ૫

એવા અનંત અવગુણ એમાં કહેતા પાર ન આવે,
જન છોટમ કહે આળસ છોડી બ્રહ્મ ભજી લો ભાવે.—અવ૦ ૬

ઉપરના સંતપુરૂષો તથા શાસ્ત્ર વાક્યને પ્રમાણ માની આપણે આપણા બાળકને સંસ્કારી દૈવીગુણોથી વિભુષિત કરવામાં આળસ શા માટે રાખવું જોઇએ. મદાલશાએ પોતાના બાળકને હાલરડાં ગાવામાં

શુધ્ધોસી, બુધ્ધોસી, નિરંજનોસી, સંસાર માયા પરીવતીતોસી,
સંસાર માયા તજ મોહજાલં મદાલશા પુત્રમુવાચ્ય વાક્યં.

એટલે આત્મપ્રભાવ જાગ્રત કરવા જે સંસ્કારરૂપે પવિત્ર શબ્દોનું પોષણ આપ્યું જેથી બાળક ભવિષ્યમાં મહાન તત્ત્વવેત્તા થયા. આ વાત જગપ્રસિધ્ધ છે છતાં આપણે આપણા બાળકને તું લુચ્ચો

છે, હરામખોર છે, બદમાસ છે, એવા ખરાબ શબ્દોથી પોષણ કરીએ પછી શબ્દમાં રહેલું ઉત્પાદક સામર્થ્ય આપણા બાળકને તે તે ગુણોથી યુક્ત કરે ત્યારે આપણે આપણા બાળકમાં દોષદ્રષ્ટિ કરી તેની નીંદા કરીએ અને કપાળે હાથ દઈ દૈવને દોષિત પણ કરીએ, પણ આપણે જે ભૂલ કરી છે તેનું આ ફળ છે. એ વાતની આપણને વિસ્મૃતિજ હોય છે અને એવી વિસ્મૃતિ દુઃખનું કારણ બને છે. અર્જુનને યુદ્ધમાં જે મુંઝવણ અને દુઃખ થયું તેનું કારણ પણ વિસ્મૃતિજ હતી. કેમકે જ્યારે ભગવાને એને બોધ કર્યો અને એને જ્યારે વાત સમજાઈ ત્યારે ભગવાનને એણે પોતેજ કહ્યું કે :—

**नष्टो मोहास्मृति लब्ध्वा नत् प्रसादात्मय अच्युतं ।**

હે પ્રભુ આપના બોધથી મારો મોહ નષ્ટ થયો અને મને સ્મૃતિ પ્રાપ્ત થઈ. અર્થાત : હું જે જાણતો હતો પણ મને તેની વિસ્મૃતિ થઇ હતી તે હવે આપના બોધથી સ્મૃતિ આવી. અર્થાત : વિસ્મૃતિ એ દુઃખનું કારણ અને સ્મૃતિ એ સુખનું કારણ સમજી આપણે આપણા બાળકને શુભ સંસ્કાર નાંખવામાં અને અશુભ સંસ્કારથી બચાવવા આપણે જરાપણ વિસ્મૃતિ ન કરીએ તેમ આહારવિહારના નિયમોનું ઉલ્લંઘન ન થાય તે તરફ દુર્લક્ષ નજ હોવું જોઈએ પછી એ બાળકને વિદ્યા પ્રાપ્ત કરવા સારા સંસ્કારી ગુરૂ પાસેથી વિદ્યાભ્યાસ કરાવી હુન્નરઉદ્યોગ માટે પણ સદાચરણી માણસની સંગમાં રાખવા કાળજી રાખવી. તેમ ઉદરપોષણ માટે જે વિદ્યા પ્રાપ્ત કરી તેથીજ સંતોષાઈ જવાનું નથી પણ મનુષ્ય જન્મ તરીકેની સાર્થકતા કરવા એનામાં મનુષ્યત્વ પ્રગટે તે વિષેમાં એને સારા આચાર્યના સંગમાં અધ્યાત્મજ્ઞાનનો એટલે વેદશાસ્ત્રના સાચા રહસ્યનું ભાન થાય તે માટે પંચીકરણ વિચારસાગર વૃત્તિપ્રભાકર તત્વાનુસંધાન ઉપનિષદો આદિક ગ્રંથનું પઠનપાઠન કરાવી અને આશ્રમી કરવામાં આવે તો એનો ગૃહસ્થાશ્રમ પણ સુખમય અને આનંદરૂપ થાય એમાં કાંઇ સંશય નહીં. મનુષ્ય માત્ર કુદરતના કાયદાનું ઉલ્લંઘન કરી સ્વચ્છંદી

બની ગમે તેમ અભક્ષાભક્ષ, અનેક પ્રકારના વ્યસનો અને વિવિધ કર્મમાં ફસાઈ દુઃખી થાય અને દૈવને દોષ આપે. મને અમુક ગ્રહ નડે છે અથવા ઘરમાં છોકરો ખરાબ છે, સ્ત્રી સારી નથી એવા કારણો બતાવી પોતે નિર્દોષપણાનો ડોળ કરે છે પણ તે પોતાની મૂર્ખતાનું પ્રદર્શનજ કરે છે. રામાયણમાં લક્ષ્મણે નિષાદ રાજાને ઉપદેશ કરેલ છે તેમાં સારૂ જણાવી દીધું છે કે:—

**काहु न कोउ सुखदुःख कर दाता ।**
**निज कृत कर्मभोग सब भ्राता ॥**

અર્થાત: સુખદુઃખ એ કોઇના તરફથી આવનારી વસ્તુ નથી, કે કોઈ આપણે ત્યાં નાંખી જતું નથી પણ આપણે આપણા કર્મ વડેજ શુભ વડે સુખ અને અશુભ વડે દુઃખ પેદા કરીએ છીએ એ વાત સમજી લેવી જોઇએ. અને આપણા બાળકને આપણે શુભ કર્મમાંજ રચ્યોપચ્યો રાખવો અને અશુભમાંથી બચાવવો એ આપણું ખાસ કર્તવ્ય છે. નાની ઉંમરમાંથીજ બાળકને આપણે જે રસ્તે દોરવીએ તે રસ્તે બાળક દોરાય પણ જો એમાં કોઈ ખરાબ સંસ્કાર દાખલ થઈ જશે તો પછી એ કાઢવા બહુ મુશીબત થશે. માટે પહેલેથીજ માતાપિતાએ સચેત રહેવાની જરૂર છે.

---

# બીજી ભૂમિકા.

હવે સૂવર્ણાચાર્ય તરીકેની આપણી ફરજ એ છે જે આપણે ધાતુના ગુણધર્મ જાણવા જોઈએ. છતાં આપણે એના ગુણધર્મોથી અજાણ હોવાથી આપણે એનો લાભ લઈ શકયા નહીં, કેમ કે સૂવર્ણાચાર્યે સોનાના અનેક દાગીના બનાવ્યા. એના બાહ્ય રૂપરંગથી રાજી થઇ એનો સંગ્રહ કર્યો પણ એના આંતરિક ગુણ જાણી એનો ઉપભોગ કર્યો નહીં. કારણ રાજક્ષમ ક્ષય જેવા અસાધ્ય વ્યાધીને સારા કરનાર ઔષધોમાં સૂવર્ણ આવે છે અને સૂવર્ણ સીવાયના ઔષધોમાં આવા અસાધ્ય વ્યાધીને ટાળવાનું સામર્થ

નથી એ વાત વૈદકશાસ્ત્ર પણ કહે છે. આવી અમૂલ્ય જીવન અર્પનાર, તેજ, બળબુદ્ધિને અર્પનાર ધાતુના આચાર્ય હોવા છતાં આપણે એના પ્રભાવને ન જાણી આપણે દીનદુઃખી ને રોગી રહ્યા છીએ એ વાત નિસંશય છે.

એજ પ્રમાણે ચાંદી, તાંબુ, પીત્તળ, કાંસુ, કલાઇ, સીસું વિગેરે ધાતુઓના ગુણધર્મ વિષે આપણે જ્ઞાન હોય તો જરૂર આપણે એમાંથી અનેક લાભ મેળવી શકીએ એ વાત પાંચમી ભૂમિકામાં કહેવામાં આવશે. અત્યારે આ ધાતુઓને ગાળવા તથા શુદ્ધ કરવા સંબંધી વિચાર કરીશું. હવે આ વાત પ્રત્યેક સૂવર્ણકાર જાણે છે છતાં પ્રસ્તુત વિષય હોવાથી એ સંબંધી લખું છું.

સૂવર્ણમાં ફુટ પડે છે ત્યારે કેટલાક ભાઇઓ તેમાં રસકપુર ધાતુ ગળી રહે એટલે નાંખે છે પણ તેમાંથી બારીક રવા ઉડે છે અને તે અંગારામાં પડે છે અને સોનામાં ઘટ પડે છે. પણ એમ નહીં કરતાં સૂવર્ણ સાધારણ લોચા જેવું હોય એટલે રસકપુર અગર સુરોખાર, મોરથુથુ, ગંધક વિગેરે નાંખવાથી ફુટ બંધ થાય છે.

વિશેષ બગડેલું હોય તો રવો શોધી કાઢી પાછું મેળવી લેવું એ વધારે સુલભ છે. ચાંદી, તાંબુ વિગેરે માટે ખાસ કરીને બધા ભાઇઓ જાણે છે એટલે એ વિષે મારે વધુ કહેવા જેવું નથી. જે વસ્તુ મહત્ત્વવાળી છે અને ઘણાની અજાણમાં હોય એવી વાત સમજાવવા વધુ પ્રયત્ન કરીશ. હવે એક ધાતુ ઉપર બીજી ધાતુનુ ગીલીટ કરવા વિષે વિચાર કરીશું. પ્રથમ જે ધાતુનુ ગીલીટ જે દાગીના પર કરવું હોય તે દાગીનાને પહેલા તપાવી તેજાબમાં સાફ કરવા. અથવા જેને તેજાબમાં નહીં નાંખી શકાય એવા હોય તેને કાસ્ટીક સોડાના પાણીમાં ગરમ કરવાથી ચીકાશ સાફ થઈ જાય પછી તારના બ્રસથી અથવા લાલ રેતીથી અરીઠાના ફીણવાળા પાણીમાં સારી પેઠે માંજી કહાડી ચોકખા પાણીમાં ધોવા તાંબા, પિત્તળ અથવા જર્મન ધાતુનું કામ હોય તો તેને પહેલા તેજાબમાં સાફ કરવાની રીત છે.

સલફ્રીક એસીડ શેર ૧ કાચની બરણીમાં નાંખી સુરોખાર શેર ૦ાા થી ૦ા ઝીણો વાટી અંદર નાંખી દેવો અને તેની પર કાચનું ઢાંકણુ ઢાંકી રાખવું અને કામડાની તથા લાકડાની અથવા કાચની સળીથી હલાવવું પછી એક દિવસ વાસી રહેવાથી સુરોખાર મળી જશે. હવે જે વસ્તુને સાફ કરવી હોય તેને તાંબાના તાર સાથે બાંધી અંદર ઝબોળી તરત કહાડી ચોકખા પાણીમાં ધોઇ નાંખવાથી તદન સાફ થઈ જશે. ધોવા સારૂ પાણીના બે વાસણ કાચ અથવા માટીના રાખવા. સોનું, ચાંદી વગેરે દાગીનામાં ખાલી પાણીવાળા સલફ્રીક એસીડમાંજ થોડો ટાઇમ નાંખી પાણીમાં ધોઇ નાંખી અરીડાના પાણીમાં લાલ રેતીમાં માંજી અથવા પિત્તળના તારના બ્રસથી સાફ ઓપી કહાડવું અને ચોકખા પાણીમાં રાખી મુકવું.

હવે ગીલીટ કરવા સારૂ બેટરી મોરથુથાથી એક જાત થાય છે તે એવી રીતે કે એક કાચની બેટરી લગભગ એક ફુટ ઉંચી તથા પાંચ છ ઇંચ પહોળી એવું કાચનું વાસણ તેમાં વચ્ચે મુકવાનો એક માટીનો લાંબો નળો આવે છે જેને અંગ્રેજીમાં પોરસપાર્ટ કહે છે. તેને વચમાં મુકવાનું અને હવે વચ્ચે મુકેલા વાસણમાં જસતનો લાઠો જેને છેડામાં એક તાંબાનો તારનો કટકો ફીટ કરેલો હોય. તાર બાંધવા સારૂ તે લાઠાને નળીમાં મુકી તેમાં મીઠુ ભરવું અને થોડું પાણી રેડવું અને નળાની બહારના ભાગમાં મોરથુથુ પા શેર વાટીને નાંખવું અને તેમાં પાણી ભરવું અને તેમાં તાંબાનુ પતરૂં ગોળ વાળેલું જેના વચમાં તાંબાનો જાડો તાર પતરા સાથે જોઇંટ કરેલો હોય.

તાર બાંધવા સારૂ ડીઆઇ બેટરીની નંબર  માં જોઈ લેવું અને તે પ્રમાણે જસતના લાઠાની સાથે તાર બાંધેલો લઈ તેને બીજી બેટરીના તાંબાના તાર સાથે જોઈંટ કરવું એમ અવરનવર તાર જોઇંટ કરાય. હવે આપણે બે બેટરી અથવા ત્રણ કે ચાર બેટરી જોડવી હોય તો અવરનવર તાર બાંધી જોઈંટ કરી

લેવું અને બે છેડે જે તાર તાંબાના પાતળા ગીલીટ કરવા બાંધવામાં આવે તેને એક છેડે ધાતુનું પતરૂં તથા એક તાર સાથે દાગીનો બાંધવામાં આવે છે. હવે એમાં દાગીનાને કયા તાર સાથે બાંધવું કે જે તારના બેઉ છેડાને ચાંદી કે સોનાના પાણીમાં ઝબોળવાથી જે તારમાંથી પુગળા પુટે અર્થાત જરા પરપોટા જેવું દેખાય, પાવર ચાલે તે દેખાય, તે તાર સાથે દાગીનો બાંધવો.

હવે બીજી તેજાબની બેટરી થાય છે. જેમાં વચલા નળામાં નાઈટ્રીક એસીડ ભરવામાં આવે તેમાં કારબન સ્ટીક મુકવામાં આવે છે ને બહારના ભાગમાં જસતની પ્લેટ અને તેમાં પાણી સાદુ ભરી બે ચમચા સલફ્રીક એસીડ નાંખવું. એટલું ખ્યાલમાં રાખવું કે નળાનો તેજાબ અંદર કારબન સ્ટીક મુકી રેડવો અને બહારનું પાણી અથવા અંદરનો તેજાબની સરફેસ અર્થાત સરખાપણામાં હોવી જોઈએ. બીજી રીત નાઈટ્રીકના અભાવે પોટાસ બાઈક્રોમેટ એટલે હીરાકશી પણ વપરાય છે. બીજી એમોનીયાની બેટરીમાં એક બેટરીમાં પાશેર નવસારનું પાણી ભરેલી હોય તેમાં કારબન સ્ટીક તથા જસતના લાડાથી જોડવાથી પણ થાય છે. ચાલુમાં હાલ મોરથુથાને મીઠાવાળી બેટરી ત્રણથી ચાર બેટરી જોડવાથી ગીલીટ કામમાં એ વધુ સવડવાળી છે નાઈટ્રીક એસીડવાળી બેટરી પાવર સારો આપે છે, માટે બે બેટરી જોડવાથી પણ કામ ચાલી શકે.

ગીલીટમાં સુકી બેટરીથી અથવા એક્યુમીલેટર એટલે ચાર્જીંગ બેટરીથી પણ કામ થઈ શકે છે. હવે મોટા પ્રમાણમાં કામ કરનારે ડાઈનેમાથી કામ કરવું એ વધારે સારૂં છે. અને ગીલીટ માટે ખાસ ડાઈનેમા આવે છે તેજ વસાવવા એ સારૂં. ચાલુ પરચુરણ દાગીનાનું ગીલીટ કામ કરનારે બેટરીથી ઘણું સારૂં કામ કરી શકશે અને ખર્ચ ઓછો આવશે.

## ગીલીટ કરવા માટે પાણી બનાવવાની રીતઃ-

સોનાના પાણીની પહેલી રીતઃ— ચોકખું સોનું ાા તોલો લઈ તેનું પાતળું પતરૂં બનાવી તેના ઝીણા કટકા કરી નાંખવા

ઝાળવાના ટાંકણા જેવા. પછી તેને એક નાની અગનસીસીમાં નાંખી તેમાં મોરીઆટ્રીક એસીડ ત્રણ ભાગ અને નાઈટ્રીક એસીડ એક ભાગ એમ એ સોનું ડુબી જાય અને ઉપર તેજાબ વધારે રહે એટલો તેજાબ નાંખવો પછી થોડી મીઠી ગરમી એક મીનીટ આપી પછી તે અગનસીસીને એકાન્ત સ્થળમાં મુકી રાખી થોડીથોડીવારે હલાવી જોતાં રહેવું. કલાકેકમાં એ સોનું અંદર ઓગળી તેજાબમાં મળી જશે. જો થોડા સોનાના રજકણ રહ્યા હોય તો સ્હેજ ગરમી આપી પાછું થોડીવાર રહેવા દેવું. અથવા તેજાબ થોડો ઘટતો માલમ પડે તો થોડો ઉમેરવો અને જ્યારે બધું સોનું ઓગળી રહે એટલે એ સીસીને પછી ઝાળ વગરના અગ્નીમાં સગડીમાં ધીમેધીમે ઉકાળવું અને તેજાબ જ્યારે ઉકળીને જાડો બાસુદી જેવો થઈ જાય એટલે એને નીચે ઉતારી લેવું. બહુ બળી જાય એટલું ગરમ કરવું નહીં. કારણ કે તેમ થવાથી સોનાના રજકણ ઘન થઈ પાણીમાં મળે નહીં. માટે જાડું વધારે થાય કે સીસીને નીચે ઉતારી સ્હેજ ઠંડી પડે કે તરત તેમાં થોડું પાણી નાંખી પછી એક મોટા કાચના કુંડામાં પાંચશેર સારૂં પાણી નાંખી તેમાં આ શીશીમાંનું સોનાનું તેજાબવાળું પાણી નાંખી દેવું અને શીશીમાં બીજું થોડું પાણી નાંખી ધોઈ અંદર નાંખી દેવું.

હવે એ જે પાણી પીળું થઇ જાય છે તેમાં બજારમાંથી લાઇકર એમોનીયાની શીશી પેચવાળા બુચની મળે છે તે એક રતલી રૂા. ૧।।, ૧।।। ની કીંમતની આવે છે તે લાવી તેનો બુચ ખોલતી વખતે પાણીના વાસણમાં જ શીશી રાખવી અને મોંઢું આડું રાખવું કેમ કે તેની ગંધથી મગજને જે આંચકો લાગી જાય છે તે માટે ધ્યાન રાખી અંદર ફરતું છાંટવું. લગભગ એક રૂપીઆ ભાર એમોનીયા અંદર છાંટવો એટલે એ વાસણમાં સોનું અંદર પાવડરના રૂપમાં ભગવા રંગનું નીચે બેસી જશે. પછી એને જરા વાર રહેવા દઈ એક બીજી બેટરીમાં ચીમનીનો કાંઠો જેવું કાચનું વાસણ લઈ તેમાં ફીલટર પેપર કાગળ એને ગાળવાના ખાસ મળે છે અને તે ગોળ ઘાટમાં આવે છે તે કાગળ કાચના

વાસણમાં મુકી ચલાણે કરી પેલુ પાણી અંદર રેડી બધું ગાળી કહાડવું એટલે તેજાબવાળું પાણી બધું ગળી જશે અને સોનાનો પાવડર કાગળમાં રહી જશે તેમાં પાછું થોડું ચોકખું પાણી નાંખી તે પાવડર ધોવાય અને સાફ થઈ જાય પછી નીચે ગળી ગયેલું પાણીમાં જરા એમોનીઆ નાંખી વહેમ પડે તો જોઇ લેવું. સોનું નહીં બેસે તો પછી તે નકામું છે, ફેંકી દેવું.

હવે આ કાગળમાં જે પાઉડર સોનાનો રહ્યો તેમાં પાંચ શેર પાણી લઇ એક વાસણમાં કાચના અને તેમાં અઢાણુ થી સો ડીગ્રોનો પોટાશ સાઈનેડ રૂપીઆ સાડા સાત ભાર તોલ કરી નાંખી ગરમ કરી ઓગાળી પેલા પાઉડરવાળા કાગળમાંથી ગાળી કહાડશો એટલે સોનું બધું એમાં મળી જશે અને એ સોનાનું પાણી તૈયાર થયું સમજવું. હવે એ સોલ્યુશનમાં કોપર સાઇનેડ (બજારમાંથી તૈયાર મળી શકે છે) થોડા પોટાશ સાઇનેડના પાણીમાં ઓગાળી તાંબાનું પાણી એમાંથી થાય છે તે થોડું ઉમેરવામાં જો આવે તો એમાંથી જરા ગીની કલર જેવું ગીલીટ કરી શકાય. એ રીતે અઢાર કેરેટ તથા નવ કેરેટનું ગીલીટ કરવું હોય તો સોલ્યુશનમાં જેમ સોનાની મેળવણી બહાર કરીએ તે રીતે અમુક ભાગ સોનાનું પાણી, અમુક ભાગ તાંબાનું પાણી તથા થોડું ચાંદીનું પાણી નાંખવાથી નાઈન કેરેટનું ગીલીટ થાય છે. એનોડ એટલે પતરૂં પણ જે જાતનું ગીલીટ કરવું હોય તે જાતનું સામે બાંધવું જોઇએ. હવે સોનાના પાણીની નવી નવી રીતો નીચે મુજબ છે, તે ઉપર હવે વાંચકનું લક્ષ ખેચું છું.

સોનાના પાણીની બીજી રીતઃ—પાવરથી ઉતારી સોનું અને સોનાનું પાણી થાય છે તે રીત એ પ્રમાણે છે કે સોનું ચોકખું પતરૂં બનાવેલું તારે બાંધેલું હોય તેને ખાલી પોટાશ સાઇનેડ એક રતલ પાણીમાં રૂા. ૧॥ દોઢ ભાર નાંખી પાંચ રતલ પાણી હોય તો રૂા. ૭॥ સાડા સાત ભાર પોટાશ નાંખી ગરમ કરી પછી તેમાં એક છેડે પતરૂં હોય તે સોલ્યુશનમાં પોણો ભાગ ડુબે

અથવા બારીક પટી કરી તાર સાથે બાંધી સોનાને અંદર સોલ્યુ-શનમાં ડુબાડવું અને બીજા છેડાનો તારનો છેડો પોટાશના પાણીમાં ડુબતો રાખવો જેમાંથી પુગળા પુટે. સોલ્યુશનમાં બોળતાં તે તારને થોડો અંદર રાખવો એટલે પાવરથી સોનું ઓગળી જશે અને ધારેલા પ્રમાણે એટલે પાંચ રતલ પાણીમાં છ આની ભારથી ાા તોલા સુધી સોનું ઉતારવાથી એ પણ ચાલી શકે છે. પણ તે પાણી જરા ગરમ કરીને ગીલીટ કરવું પડે છે. સોનાને મારીને જે પાણી કરવામાં આવે છે તેનો કલર સારો આવે છે.

હવે સોનાના પાણીમાં જેમ તાંબાનો ક્ષાર કોપર સાઇનેડનું સોલ્યુશન ઉમેરવાથી લાલ રંગ વધારે થાય તેમ રોઝ ગીલ્ડીંગ એટલે ગુલાબી કલર કરવા સારૂ પાંચ રતલ પાણી સોનાનું તૈયાર હોય તેમાં સોડીયમ હાઇફ્રોસલફાઇટ રૂપીઆ સવા ભાર ઉમેરવાથી ગુલાબી કલર થશે. પીળો કલર કરવો હોય તો સોનું મારતી વખતે નાઇટ્રીક એસીડનું પ્રમાણ આગળ બતાવેલું છે તેનાથી જરા વધારે રાખવું એટલે બે ભાગ મોરીઆટીક એસીડ અને એક ભાગ નાઇટ્રીક એસીડ નાંખી સોનું ઓગાળવું આથી પીળો રંગ થશે. એમોનીઆથી માવો બેસાડવો અને ગાળી લેવું. એ રીત એકજ છે. પાણી તૈયાર થયેલાને એમોનીઆની વાસ ઉડાવવા જરા સાફ વરાળ નીકળે એટલું ગરમ કરી લેવું.

હવે ચશમાની ફ્રેમ જેવું પાકું ગીલીટ કરવાની રીત એવી છે કે પહેલા રોલ્ડ ગોલ્ડ જેવી ધાતુ પર સોનું ચઢાવવું હોય તો પહેલા દાગીનાને તેજાબમાં સાફ કરી અરીઠાના પાણીમાં બ્રસથી ઓપી તૈયાર કરેલા દાગીનાને પારાનું પાણી કરી તેમાં જરા બોળી કહાડી પારો ચઢે એટલે ઓપીને પછી સોનું ચઢાવવું. એ પારાના પાણીની રીત બજારમાં સાઇનેડ ઓફ મરકયુરી નામની પારાની બનાવટની દવા તૈયાર મળે છે તે લાવી પોટાશ સાઇનેડના પાણીમાં થોડું નાંખી પારાનું પાણી તૈયાર કરી લેવું અથવા ઘેર બનાવી શકાય છે. બે તોલા સારો પારો લઇ તેને અગનશીશીમાં

નાંખી પછી બે ચમચા સાદુ પાણી નાંખી બે થી ચાર ચમચા નાઈટ્રીક એસીડ નાંખવો અને તે શીશીને એકાંત જગામાં રાખી મુકવી એટલે પારો ખવાઈ જશે પછી ગરમ કરી તેજાબ તથા પાણી બળી જરા જાડું થઈ જાય એટલે પાંચ શેર પાણી કાચના કુંડામાં નાંખી તેમાં શીશી ખાલી કરી ધોઈ કહાડવું. હવે એ પાણીમાં પોટાશ સાઈનેડના આછા પાણીના ટીપાં નાંખતા જવું એટલે પારાનો ખાર નીચે બેસી જશે. વધારે પડતું નાંખશો તો ઓગળી જશે માટે બહુ સાવચેતીથી કામ કરવું. હવે એ પાણીને ફીલટર કરવું એટલે ગાળી લેવું પછી ધોઈને સાફ માવો થાય કે થોડા પોટાશના પાણીમાં એટલે અઢી શેર પાણીમાં સવા તોલો પોટાશ નાંખી કરેલા પાણીમાં આ પારાનો પાઉડર નાખી દેવો એટલે પારાનું પાણી તૈયાર થયું સમજવું. એ પારાનું પાણી પાવર વગર ખાલી બોળી કહાડવાથીજ ચઢી જશે પછી તેને ઓપી સાફ કરી સોનાનું ગીલીટ ચઢાવવામાં આવવાથી પાકુ ગીલીટ થાય છે.

બીજી રીતઃ— સાઈનેડ ઓફ મરક્યુરી સોનાના પાણીમાં નાંખી પારો અને સોનું સાથે ચડે છે પછી તે દાગીનાને ગરમ કરવો. પારો ઉડે એટલે અને પછી પાલીસ કરી લેવું. કેટલાક નાઈટ્રીક એસીડમાં પારો મારો કે પછી તેને પાણી બહોળું લઈ તેમાં મેળવો પછી તેમાં તાંબા પીત્તળનો કોઈપણ દાગીનો બોળો તો તે ઉપર પારો તરતજ ચઢી જાય છે પણ એ પારાનું તેજાબ-વાળું પાણી હોવાથી એ તેજાબના અંશને લઈને ધાતુમાં કાટ પેદા થઈ ઉપર ચઢાવેલું ગીલીટ છુટું પડી જાય. બીજું પારો મારીને પાણીમાં નાંખી તેને મીઠાના પાણીથી પણ માવો બેસાડાય છે અને પછી તેને સારી રીતે ધોઈ નાંખો તો પછી તે માવો પોટાસના આછા પાણીમાં નાંખી પાણી તૈયાર કરાય છે.

આપણા દેશમાં જેમ દાગીના પર સોનાના વરખ ચઢાવવામાં આવે છે તે કામ ઘણાજ વરસ ચાલે છે તેનું કારણ પણ પારાના

સંયોગથી ચઢાવે છે. માટે પ્રથમ પારાને ખલમાં નાંખી તેમાં વરખ સોનાના નાંખી ઘુંટી એ પારાની પીઠી તૈયાર કરી પછી જે દાગીનાને વરખ ચઢાવવા હોય તેને સારૂં માંજી ખટા તેજાબમાં બોળી અથવા આમલીના પાણીથી ખટાવી તેને પારો ને વરખ ઘુંટેલું હોય તેને રૂ જેવા પદાર્થથી લઇ વાસણને લગાડે અને એ સોનાવાળો પારો લાગી ગયા પછી તેને સાધારણ ગરમી આપી પછી તેના પર બીજા વરખ લગાડી હકીકની ઓપણીથી ઘુંટી કહાડે અને પાછા વરખ લગાડી ને વળી જરા ગરમી આપી ઘુંટી મસકલાથી હકીકના ઓપવાના ઓજારથી પાલીશ કરે.

આપણા દેશમાં હજુ પણ કેટલાક કારીગરો પોટાસના પાણીમાં વાલ બે વાલ સોનું પાવરથી ઉતારી પછી તેમાં ગીલીટ કરે છે. વળી મારેલા પાણીની રીતમાં પણ જુની રીત પ્રમાણે મોરીઆટ્રીક તથા નાઈટ્રીકમાં સોનું મારી તેને જરા સુકવી પછી સાઈનેડ પોટાસના પાણીમાં નાંખી દે છે પણ એમોનીયા લાઇકરથી માવો બેસાડી તે માવાને ફીલટર પેપરમાં ગાળી સાફ ધોઇ નાંખી પછી સાઈનેડ પોટાસના પાણીમાં નાંખી તૈયાર કરેલું પાણી એ હાલની સુધરેલી રીત ઘણીજ સારી અમારા પોતાના અનુભવની છે.

રાયડો રંગ કરવો હોય તો (કોપર સાઇનેડ) એટલે તાંબાનો ખાર બજારમાં મળે છે તે થોડો ઉમેરવાથી લાલ કલર થાય છે. સામી બાજુ પર બાંધવાનું સોનાનું પતરૂં પણ તોલે બે વાલ તાંબુ મુકીને ગાળી કહાડેલા સોનામાંથી કરવું. પાણી કરવામાં હંમેશ ચોકખું સોનુંજ વાપરવું સો ટચનું.

## ચાંદીના પાણીની રીતઃ—

પ્રથમ ચોકખી ચાંદી આસરે બે તોલાનું પાણી કરવું છે તો તે ચાંદીને પાતળા પતરા કરી કટકા કાપી અગનસીસીમાં નાંખી થોડું પાણી નાંખી તેમાં નાઈટ્રીક એસીડ નાંખવો. ચાંદી મળી જાય એટલાજ પ્રમાણમાં નાંખવો, પછી તેને સ્હેજ ગરમી આપી સીસીને એકાન્ત જગ્યામાં મુકી રાખવી. જ્યારે કલાક દોઢ કલાકમાં

ચાંદી બધી અંદર ઓગળી જાય એટલે તેને સાધારણ દેવતા પર ગરમી આપી ઉકાળી કહાડી પાણી બાળી કહાડવું. જરા જાડું ઘટ બાસુદી જેવું રહે એટલે રહેવા દેવું. તદન બાળી નાંખવું નહીં અને સ્હેજ લીલું રહે એટલે નીચે મુકી એને એક કાચના મોટા ટબમાં પાંચ સાત રતલ પાણીમાં નાંખી દેવું.

આ ક્રીયા રાતના અગર અંધારામાં કરવી જયાં સૂર્યના કિરણ નહીં આવી શકતા હોય કારણ કે સૂર્યના કિરણ પડશે તો પાણી બ્લુ કલરના આભવાળુ થશે માટે રાતના કરવું પછી એ પાણીમાં પોટાશ સાઇનેડ હલકો એટલે આડત્રીશ ડીગ્રીનો કે પછી ચાલુ હોય તો થોડો લેવો એટલે એક તોલા પોટાશમાં આઠ પાણી શેરેક બનાવી તેના ટીપા નાંખવા છેટે છેટે થોડું થોડું છાંટવું એટલે ચાંદીનો માવો નીચે બેઠી જશે અને એસીડ જુદો પડશે પછી એને ફીલટર પેપરમાં ગાળી કહાડી ધોઈ નાંખી દશ શેર પાણીમાં દશ તોલા સાઇનેડ પોટાશ ઓગાળેલા પાણીમાં આ ચાંદીનો માવો અંદર નાંખી પાણી જરા ગરમ કરી વાસણમાં ભરી લેવું. અસલ રીત મીઠાના પાણીથી માવો બેસાડવાની છે પણ તે ગીલીટ નીકળી જાય છે. મીઠાનો ગુણ વસ્તુનું પૃથક્કરણ કરવાનો છે માટે તે રીત ખોટી છે. સાઇનેડ પોટાશથી માવો બેસાડેલા પાણીમાં કામ સારૂ થશે. ઉતારેલી રીતે એટલે ચાંદીના પતરાને પાવરથી પોટાશ સાઇનેડના સાદા પાણીમાં ઉતારીને કરાય છે પણ તે કરતાં ઉપલી રીત સારી છે. ચાંદી એસીડમાં માર્યા પછી બહોળા પાણીમાં નાંખી તેને સાઇનેડ પોટાશના ટીપાં નાંખીને માવો નીચે બેસે તેને સાઇનેડ ઓફ્ સીલવર કહે છે. સીલવર સોલ્ટ ઈંગ્લીશ તૈયાર પણ આવે છે પણ તે આપણને મોંઘો પડે માટે ઘેર બનાવી લેવા સારા છે.

હવે ચાંદીનું પાણી તૈયાર થયા પછી સામી બાજુએ ચાંદીનું પતરૂં બાંધી દાગીનો ગીલીટ કરવા મુકવો. ગીલીટના પાણીમાં ચાંદી વધારે પડતી હોય ને એકદમ જાડુ ગીલીટ ચઢી જાય તો

તે પણ પાછું ઉખડી જવા સંભવ છે. પાણીમાં ચાંદીનું પતરૂં કાળું પડે તો સાઇનેડ પોટાશ ઓછો છે એમ સમજવું તો થોડો સાઇનેડ ઉમેરી લેવો. ચાંદીનુ પાણી જેમ જુનું થાય તેમ વધારે સારૂં ગણાય છે. જુના પાણીમાં થોડું ચાંદીનું નવું પાણી બનાવી ઉમેરતા રહેવું ગીલીટ કરતી વખતે જે દાગીનાને પાલીશ કર્યો હોય તેને તાંબા, પિત્તળ અથવા બીજી ધાતુના દાગીનાને પહેલા પારાના સેલ્યુશનમાં બોળી પછી તેને ઓપી દાગીનાને સાફ પાણીમાં ધોઈ તુરત ગીલીટના બાથમાં મુકવા. બહાર હવામાં છુટા રાખવા નહીં. પાણીના કુંડામાં ભલે રહે પણ છુટા રાખવાથી હવાનું પડ ચઢશે અને તેથી પણ ગીલીટ ઉખડી જાય છે. રૂપાના દાગીનાને પારાના પાણીમાં બોળવાની જરૂર નથી. બાકી બીજી ધાતુને પારાનું આછું પડ ચઢાવી પછી ચાંદીનું ગીલીટ કરવાથી કામ પાકું અને સારૂં થશે.

## તાંબાના પાણીની રીતઃ—

તાંબાનું ગીલીટ કરવા સારૂ કોપર સોલ્ટ તૈયાર આવે છે તે વાપરવા ઠીક પડે છે પણ કોપર સોલ્ટ ઘણી જાતના આવે છે. જેમકે નાઈટ્રીક ઓફ કોપર, સલફાઈટ ઓફ કોપર, એસીટેડ ઓફ કોપર, પીંક કોપર પણ ગીલીટમાં ખાસ કરીને સાઇનેડ કોપર વાપરવો. જરી કામમાં પીંક કોપર વપરાય છે.

સાઈનેડ ઓફ કોપર બનાવવાની રીતઃ—સો ટચ ચોકખું તાંબુ લઈ તેનું પાતળું પતરૂં બનાવી ઝીણા કટકા કરી અગન શીશીમાં ભરી તેમાં એક ભાગ પાણી અને બે ભાગ નાઈટ્રીક એસીડ તાંબાને ઓગાળવા પુરતો નાંખી ઝીણી આંચ આપવી અને શીશી અગ્ની પર નહીં રાખતા એકાંત ખુલ્લી જગ્યામાં મુકી રાખવી પછી તાંબુ ઓગળી ગયું એમ માલમ પડે એટલે ધીમા તાપમાં પાછી શીશી મુકવી અને ઉકાળી તેજાબને જાડા રગડા જેવો બળીને થઈ જાય એટલે શીશી નીચે ઉતારી મુકવી અને કાચના કુંડામાં બહોળા પાણીમાં નાખી શીશી ધોઇ નાંખવી પછી તે

પાણીમાં સાઈનેડ પોટાશ તાંબુ જેટલું ઓગળ્યું હોય તેટલા વજનથી લઇ શેર દોઢ શેર પાણીમાં ઓગાળી તાંબાના એસીડવાળા પ્રવાહમાં થોડું થોડું છાંટવું, એકદમ અંદર રેડી દેવું નહીં. જેમ જેમ પોટાશના પાણીના છાંટા અંદર નાંખશો તેમ અંદર તાંબાનો માવો નીચે બેસતો જશે. એ માવાને ફીલટર પેપર મંગાવી ચોકખા પાણીમાં ધોઈ નાંખી પછી બીજા સાઇનેડ પોટાશના પાણીમાં મેળવવાથી તાંબાનું પાણી તૈયાર થાય છે. તાંબાનો માવો બેસાડવામાં પીળો પોટાશ પણ વપરાય છે. તાંબાને પાવરથી ઉતારીને પણ પાણી થાય છે પણ સાઈનેડ ઓફ કોપર વાપરવું એ જ વધારે સારૂં છે.

## પિત્તળનું ગીલીટ કરવાની રીતઃ—

પિત્તળનું ગીલીટ કરવામાં ખાસ સોલ્ટ એટલે પિત્તળનો ખાર વિલાયતી તૈયાર આવે છે તે વાપરવો ઠીક છે અગર તાંબાના પાણીમાં ઝીંક સલફાઈટ એટલે જશતનો ખાર તૈયાર મળે છે તે નાંખવાથી પણ પિત્તળનું પાણી થાય છે. તાંબાના બે ભાગ, જસતનો એક ભાગ પ્રમાણમાં રાખવો જોઈએ અને પોટાશ સાઇનેડમાં આ ક્ષારો નાંખી પાણી તૈયાર કરવું. પતરૂં ચોકખા પિત્તળનું સામે બાજુએ બાંધવું આ બાથમાં થોડો એમોનિયમ કલોરાઇડ નાંખવો.

## જસતના ગીલીટની રીતઃ—

જસતના ગીલીટ સારૂ પહેલા પાણી બનાવવાની રીતઃ—ઝીંક સલફાઈટ એટલે જસતનો ક્ષાર સાડા પાંચ રતલ, પ્યોર સોડીયમ સલફાઈટ એક તોલો અને ઝીંક કલોરાઇડ અગીઆર તોલા, બોરીક એસીડ પાંચ તોલા અને પાણી એક મણ હવે ઝીંક સલફાઇટ સોડીયમ, સલફાઈટ તથા ઝીંક કલોરાઇડને પાણીમાં ઓગાળી પછી ગરમ કરવું અને બોરીક એસીડ પછી નાંખવો. બીજી રીતઃ—ઝીંક સલફાઈટ બે રતલ, એલ્યુમીનીઅમ સલફાઇટ પાંચ રૂપીઆ ભાર, ગ્લેશીરાઇન સવા રૂપીઆ ભાર અને પાણી વીસ રતલ પતરૂં

જસતનું સામે બાજુએ ગીલીટ કરતી વખતે બાંખવું. ત્રીજી રીતઃ—સોડીયમ સાઇટ્રેટ સાડાપાંચ રતલ; ઝીંક કલોરાઈડ નવ રતલ, એમોનીયન કલોરાઈડ સાડાછ રતલ; પાણી સવા છ મણ, દરેક પાણી ગરમ કરવા.

જસત અને કલાઈના ગીલીટની રીતઃ—ઝીંક કલોરાઇડ સાત ભાગ, ટીન કલોરાઇડ (કલઈનો ખાર) નવ ભાગ અને ક્રીમ ઓફ ટ્રાટર નવ ભાગ પાણીમાં ઉપલા ખારો મેળવી ગરમ કરી બાથ બનાવવો. બીજી રીતઃ—સોડીયમ સાઇટ્રેટ એક ભાગ, એમોનીયમ કલોરાઈડ એક ભાગ, ઝીંક કલોરાઈડ ચાર ભાગ અને ટીન કલોરાઈડ એક ભાગ આ ખારને પાણીમાં મેળવી બાથ કરાય છે, ગરમ કરી લેવું. લોખંડને ગીલીટ કરવામાં આ ઉપલા સોલ્યુશન વપરાય છે.

## સીસાનું ગીલીટ કરવાની રીતઃ—

કેસ્ટીક પોટાશ ૧।। ઔંસ, લીથાંજનો પાઉડર રૂપીઆ ૦।। ભાર, પાણી શેર ૨।। ઉપરના દ્રવ્ય મેળવી પાણી ગરમ કરી કામમાં લેવું, એનોડ એટલે પતરૂં સીસાનું લેવું.

ગીલીટ કામમાં વપરાતા પ્રચાર શબ્દો અને તેનો હેતુઃ—(કલોરાઈડ ઓફ ગોલ્ડ) મોરીઆટ્રીક એસીડ તથા નાઈટ્રીક એસીડમાં સોનું ઓગાળેલું તેને કલોરાઇડ ઓફ ગોલ્ડ કહે છે.

(સાઇનેડ ઓફ ગોલ્ડ) સાઈનેડ પોટાશથી કલોરાઇડ ઓફ ગોલ્ડને પાણીમાં મેળવ્યા પછી જે માવો બેસાડવામાં આવે છે તેને સાઈનેડ ઓફ ગોલ્ડ કહે છે. સાઈનેડમાં મેળવ્યાથી માવો એમોનીયાથી બેસાડી પછી પોટાશના પાણીમાં નાંખેલાને પણ સાઇનેડ ઓફ ગોલ્ડ કહે છે.

(સીલવર નાઈટ્રેટ) નાઈટ્રીક એસીડમાં ચાંદી ઓગળેલી માટે સાઇનેડ ઓફ સીલવર, ચાંદીના માવાને સાઇનેડમાં નાંખવાથી નાઈટ્રેડ, શબ્દથી નાઈટ્રીક એસીડમાં મારેલી ધાતુ સલફાઈટ, શબ્દથી સલફરીક એસીડથી મારેલી ધાતુ કલોરાઈડ, શબ્દથી

મોરીયાટીક તથા નાઈટ્રીક એસીડમાં મારેલી ધાતુ ગીલીટ કરેલા દાગીનાને તૈયાર થયા પછી મશકલાથી પાલીશ કરવા જેવા દાગીના હોય તેને મશકલાથી પાલીશ કરવું. ગીલીટ કરવા પહેલાં દાગીનાને બરૂ પાલીશ તથા બ્રાસથી પાલીશ અથવા લાલ રેતીથી પાલીશ કરી પછી ચીકાશ સાફ કરવા કેસ્ટીક સોડાના પાણીમાં ગરમ કરેલા હોય તેમાં બોળી થોડી વાર રહેવા દેવાથી ચીકાશ તરત સાફ થાય છે.

---

# ત્રીજી ભૂમિકા

મીનાકારી કામનો હુન્નર અસલ આપણા દેશમાં જુના જમાનાથી ચાલતો આવે છે. જે વખતમાં આપણા દેશમાં તેજાબ ન હતો ત્યારે મીનો શી રીતે બનાવતા હશે એ વિચાર સહેજ થાય છે. હવે મીનો મુળ કાચને ઓગાળી તેમાં તાંબાનો ખાર (સલફાઈટ ઓફ કોપર) મેળવવાથી લીલો મીનો થાય છે. તો તે જમાનામાં ભસ્મના રૂપમાં ધાતુ બનાવી મેળવતા હોવા જોઈએ. આપણા દેશમાં સીંધ તથા મારવાડ, પંજાબ વિગેરે ભાગમાં દેશી મીના બનાવનાર હજુ છે. હાલ વિલાયત, જર્મની, ફ્રાન્સ વિગેરે દેશોથી ઘણી જાતના મીશ્રીત કલરો આવે છે અને તે સસ્તા પણ પડે છે.

હવે મીનો કરવાની રીત આપણા દેશમાં માટીના વાસણ માંથી ભઠ્ઠી બનાવી તેમાં લાકડા સળગાવી તેની રવમાંથી તાપ કરતા, પણ હવે આજે ઇંગ્લીશ ભઠ્ઠીઓ તથા સ્પીરીટના દીવાથી તથા પ્રાઈમસથી કામ થાય છે. કેટલાક લોકો દીવેલના દીવાથી પણ તાપ કરે છે. નીચેથી આંચ આપે, ઉપર ઝાળ લાગે નહીં તો ચાલે છે પણ પ્રાઈમસથી કામ ઠીક થાય છે. મીનો કરવામાં પહેલા મીનાને અકીકના ખલમાં અથવા સ્ટીલના ખલમાં વાટી નાંખી એક ચલાણીમાં નાંખી ચોકખા પાણીથી આંગળીઓ મસળીને ઉપરનું પાણી કાઢી નાંખવું અને બીજું પાણી નાંખી પાછું મસળીને ઉપરનું પાણી નિતારી કાઢવું. એમ સાત, આઠ વખત

ધોવું. જ્યાં સુધી ધોળું પાણી નીકળે ત્યાં સુધી ધોયા કરવું અને પછી પાણી અંદર કોઇ પણ મેલાશ વગરનું દેખાય ત્યારે મીનો ધોવાયો એમ સમજવું પછી તેના પર ઢાંકણું ઢાંકી રાખવું. કામના પ્રમાણમાં મીનો વાટવો. હંમેશ તાજો વાટેલો મીનો જ વાપરવો. મીનો વધારે વાંટી મુકેલો વાસી વાપરવાથી કામ સારૂં થતું નથી. હવાના રજકરણથી મીનો ખરાબ થાય તો કામમાં ઝીણા ઝીણા કાણા જેવા છીદ્રો પડશે. હવે મીનો કરવાના કામને ઇંગ્રેવર કરેલું હોય તેને અરીઠાના પાણીથી સાફ ધોઇ નાંખી કલમે કરી ચુનો પુરવો અને પાણી ચુસાવવા સાફ બ્લાટીંગ પેપર અથવા ધોયલા કપડાની ગળીની અણીથી પાણી ચુસાવી પછી સ્પીરીટના દીવાથી અથવા પ્રાઇમસથી તાપ કરવો બે ત્રણ કલર પુરવા હોય તો પહેલા ટ્રાન્સપરન્ટ કલર એટલે પારદર્શક કલર પહેલાં પુરી પછી ઓપેક કલર પુરી પછી તાપ કરવો અને કારબન્ડમ સ્ટીક એટલે પથરી, ખાસ મીનો ઘસવાની આવે છે તેણે ઘસવું પણ બધું ઘસી નાંખવું નહીં, થોડું બાકી રહે એટલે પછી તેને (ફલોરીક એસીડ) તેજાબમાં સાફ કરી અરીઠાથી ધોઇ તાપ કરવો. ફલોરીક એસીડ રબરની શીશીમાં આવે છે તેને બીજા રબરના વાસણમાં અથવા ચાંદીના વાસણમાં થોડું પાણી ઉમેરી તેમાં તાપ કરતી વખતે થોડું લગાડી જરા સફેદ છારી આવે કે તુરત કહાડી ધોઇ નાંખી અરીઠાના પાણીથી વાળના બ્રસથી સાફ કરી પછી તાપ કરવો પછી એક નંબર તથા સુન નંબરની બરૂ પટી મારી, પાલીશ કરી, સાફ કરી, તાપ કરી તેજાબમાં (સલફરીક એસીડ) નાંખવું અને પાલીશ કરવું.

હવે બંગડી જેવા કામમાં મીનો પુરી પછી સુકાઇ ખરી પડે એવો જ્યાં ભય હોય ત્યાં મુગલાઇ બે દાણા થોડા પાણીમાં પલાળી તેની ચીકાશનું પાણી બે, ત્રણ ટીપા નાંખવું. વધારે નાંખવાથી કામ બગડી જશે. એ ચીકાશથી મીનો ખરશે નહીં. જ્યાં ચીકાશની જરૂર નહીં હોય ત્યાં બનતા સુધી વાપરવું નહીં. હવે તૈયાર કામને દોરા પાલીશ કરી મીનો કરેલા ભાગ પર

કાળા મખમલના કપડા લગાડેલી પાલીશ પટી આવે છે તેના પર જરા મેટલ પાલીશ એટલે પિત્તળ પાલીશના મશાલાની ડબી એક આનાવાળી આવે છે તે પટી પર જરા લગાડી ઘસવાથી ધાતુ પાલીશ થઇ મીનને અડચણ આવની નથી. અકીકની વડીથી પણ મીનાવાળા ભાગને પાલીશ કરાય છે.

બીજી રીતઃ—કલઇની ભસ્મથી મીનો સારામાં સારો પાલીશ થાય છે. ઈંગ્લીશમાં ટીન ઓકસાઈડ જેને કહે છે તે પાણીવાળો કરી બરૂ સાથે લગાડો પાલીશ થાય અથવા આંગળી ઉપર લઈને ઘસવાથી પાલીશ થાય છે પછી તેને વાળના બ્રસથી અરીઠાના પાણીથી ધોઈ સાફ કરવું. ચીકાસ વધુ જણાય તો પહેલાં સાબુના પાણીથી ધોઇ પછી અરીઠાના પાણીમાં દાગીનાને સાફ કરી ચોકખા પાણીમાં ધોઈ નાંખવો. કેટલાક દાગીનાને મીનો કર્યા પછી રંગ કરી પાલીશ કરાય છે (સુરોખાર ત્રણ તોલા, ફટકડી એક તોલો, મીઠું બે તોલા) એ બધાને વાટી ખુબ ઉકાળવું અને તેમાં તારથી બાંધી ઝબોળી કાઢી પાછું ઓપી અંદર ડુબાડી રંગ કરવો અથવા ગીલીટ કરી શકાય છે. (સુરોખાર ત્રણ તોલા, ફટકડી એક તોલો, મીઠું બે તોલા).

કેટલાક મીના નરમ હોય છે જે તેજાબ સલફરીકમાં તૈયાર કર્યાં પછી નાંખવાથી ઉપરની લાઈટ મરી જાય છે માટે એવા મીના વાપરવા નહીં અથવા આમલીના ઉકાળામાં ઉકાળી રંગ કરવો અને પાલીશ કરી લેવું. હવે કેટલાક મીના રાશી સોનામાં બગડી જાય છે તેને પહેલાં ક્રીસ્ટલ કરવો એટલે સપેત ટ્રાન્સફર મીનો આછો કરી તેજાબમાં સાફ કરી પછી લીલો મીનો થાય છે. ઓપેક મીના પણ રાશી ધાતુમાં બગડી જાય છે તો તેને પણ ઓપેકનો ક્રીસ્ટલ આવે છે જે પહેલો પુરી પછી ઓપેક મીનો પુરવાથી મીનો સારો થાય છે. મીનાના નંબર તથા કયાં કયાં મળે છે, કયા કયા સારા છે તે પાછળ મીના કામનું કોષ્ટક છે તેમાં જોઇ લેવું. જેમાં ચાંદી તથા સોનામાં વપરાતા મીનાના નંબરો જોવા. હવે મીના કામ તૈયાર કર્યાં હોય એવા દાગીના જેમકે

એક કોટ બટન પર મીનો તૈયાર કરી ઉપર ચોકખા સોનામાંથી ફુલ પાંતરા પક્ષી જેવી બારીક ડીઝાઇનો ફીકસ થાય છે તે એ રીતે થાય છે કે પહેલા જે જાતનું ડીઝાઇન બનાવવું હોય તે જાતનો પંચ ઉપરના એક છેડે ઘસી તૈયાર કરી તેને ઇંગ્રેવર કરવો પછી સોનાના પાતળા પતરાને કલાઈની ચાકી પર મુકી પેલો પંચ જે કર્યો હોય તે પંચ ઉપર મુકી હથોડી મારી કાપી નાંખવું એટલે તે ડીઝાઈન કપાઈ તૈયાર થાય છે, કલઇમાંથી ઉંધુ ઠોકી ટીપી કહાડી પછી મીનાના ઉપર ચોકખું લવન્ડર ઓઈલ પછીથી લગાડવું અને પેલી ડીઝાઈન સોનાની કરી હોય તેને એક અણીવાળા હથીયારને પાણીવાળું કરી ચોંટાડી ઉપર મુકી દેવું. જ્યાં જોઇએ ત્યાં ચોંટાડી દેવું. એક કામડાની સળીને થુંકવાળી કરી જરા લગાડો કે તરત હલકી વસ્તુ હોવાથી ચોંટી જાય પછી એને બટન પર મુકી દેવું અને સુકાવા દેવું અને પછી સામાન્ય ગરમીમાં સુકાવવું પછી ભઠ્ઠી કરવાથી મીનો ઓગળી પેલી સોનાની ડીઝાઇન ફીકસ થઈ જાય છે.

જુના મીનાના કામ પાછા સુધારવા હોય તો તેમાં ચીકાશ હોવાથી મીનો બગડી જાય છે માટે કેસ્ટીક સોડામાં ઉકાળવો પછી પાછો જોઇતો મીનો પુરી તાપ કરવો અથવા ફ્લોરીક એસી-ડમાં નાંખી કાઢી નાંખી પાછો કરવો. મીનો કરવામાં સ્વચ્છતા જેટલી રાખવામાં આવે તેટલું કામ સારૂં થશે. પેઈન્ટીંગ ઇનેમલ આપણે ત્યાં કરનાર કારીગર ઓછા છે પણ તેનું કારણ એ મીનો કરવામાં ડ્રાઇંગનું સારૂં જ્ઞાન હોય તેજ કરી શકે છે. આ કામની લાયક બારીક મીના વાટેલા વિલાયતી તૈયાર આવે છે તેને મેળ-વવાનું મીડીયમ એટલે એક જાતનું ઓઇલ આવે છે અથવા લવન્ડર ઓઈલમાં મેળવાય છે પછી દાગીના પર ઓપેક વાઈટ મીનો કરેલો હોય તેના પર પીછીથી ડીઝાઇન કહાડવામાં આવે છે. એ ડીઝાઇનમાં મીનો દરેક રંગ પુરી પછી તેને હવાના રજકણ ન લાગે એવી જગ્યામાં સુકવવા મુકવામાં આવે છે પછી એક સ્પીરીટના લેમ્પથી એક ફુટ ઉંચો સાધારણ ગરમ હવા

મળે એમ રાખવો પછી તેને જરા નીચે મધ્ય ગરમી મળે એવી રીતે યુક્તિથી એમાંનું ઓઇલ સુકાઇ જાય પૂર્ણપણે પછી એને મરૂલ્શવાળી ભઠ્ઠીમાં તાપ આપવામાં આવે છે. સુકવવામાં જો કસર રહી જાય છે તો ભઠ્ઠીમાં ફોક થઇ જાય છે એટલે રંગ ઉડી જાય છે. ભડકો થઇ કામ બગડી જાય માટે સાફ સુકાયા પછીથી ભઠ્ઠી કરવી જોઇએ. કરેલા કામ પર પાછો ક્રીસ્ટલ એને કરવામાં આવે છે એટલે ટ્રાન્સફરન્ટવાઇટ મીનો બારીક પીછીથી લગાડી ભઠ્ઠી કરવામાં આવે છે જેથી કામ વાપરવામાં સારૂં પડે છે.

## કલર પ્રોસેસ ઇનેમલ કરવાની રીતઃ—

કલર પ્રોસેસ મીના રાશી સોનામાં તથા ચાંદીમાં પણ સારૂં કામ આપે છે અથવા કોઇ પણ ધાતુ પર કરવું હોય તો જેને ચાંદીનું ગીલીટ ચઢે એવી ધાતુ પર ગીલીટ કરી પછી તે ઉપર મીનાના રંગ કરી શકાય છે. હવે આ કલરો હમારે ત્યાં હમો જાતે બનાવીએ છીએ અને કોઇ પણ કારીગર ભાઇને અમે આપીએ છીએ. જેની કીંમત પાછળ આપવામાં આવી છે. આ એક પ્રવાહી કલર શીશીમાં આવે છે. જે પીછીથી ઈંગ્રેવર કરેલા કામ પર પુરવામાં આવે છે. જરા સુકાય કે પાછો પુરવો. વળી જરા થોડો દેખાય તો પાછો પુરવો. એ રીતે એક જાતનો કલર પહેલા પુરી તેને સુકાવા દેવો અને એક દીવસ સુકાવા દઈ તેને પાછળ એને માટે ભઠ્ઠીની રીત બતાવી છે તે જાતની ભઠ્ઠીમાં ગરમી આપવી પછી બીજો રંગ પુરવો કેમકે સાથે પુરવાથી એક બીજા રંગ એક બીજામાં ભળી જાય માટે પહેલા એક રંગ પાકે કે બીજો રંગ પુરવો અથવા રંગ પુરવા છેટાપણુ હોય કે આ એક ભાગથી બીજા ભાગમાં ઘણું અંતર છે તો સાથે પણ પુરી શકાય. હવે આ કલર પ્રવાહી આવે છે તેને એક નાની ચલાણીમાં કાઢી થોડી વાર ઉઘાડા રહેવાથી જાડા થઈ જાય છે પછી તેને પુરવાના કામમાં લેવા એટલે ઝટ પુરાઈ જાય. બે થી ત્રણ કલાક સુધીની મીઠી ગરમી આપવી પછી કાનસથી ઘસી પાછી ભઠ્ઠી

કરવી. બરોબર કલર પાકી જાય એટલે રેતીનાં કાગળથી પાલીશ કરી એને બરૂ પાલીશ કરી શકાય છે. બરૂ પાલીશ કરવામાં મસાલો ખાસ આવે છે તે હમારા તરફથી મળશે તે બરૂ પર લગાડી પાલીશ કરી પછી સામી લેધરથી ખુબ લુછવું. જેમ સામી લેધરથી લુછશો તેમ ચળકાટ વધુ આવશે. સામી લેધર પર પણ આજ મસાલાવાળું હોવું જોઇએ. ધાતુ પાલીશ કરવાના મસાલાએ આ કામ પાલીશ કરાય નહીં માટે જે દાગીનાને કલર પ્રોસેસ મોનો કરવો હોય તેને ઇંગ્રેવર બહુ ઉંડુ નહીં જોઇએ પછી એ જે દોરા પોલીશ વિગેરે તૈયાર કર્યા પછી કલરનું કામ કરવું.

હવે એની ભઠ્ઠી કેવી રાખવી તે વાત સમજી લેવી. તીજોરી આપણે વાપરીએ છીએ. દાગીના મુકવા એવા ઘાટમાં હોવી જોઇએ. હવે એ તીજોરીમાં એક બહારનું પડ અને એક અંદરનું પડ એ બે પડમાં મસાલો ભરવામાં આવે છે જેથી અંદરનું પડ વધુ ગરમ થાય નહીં અને દાગીનાને નુકશાન થાય નહીં. આપણે જે ભાગમાં મસાલો ભરવામાં આવે છે તે ભાગ ખાલી રખાવી નીચેથી નવ ઇંચ જેટલો તીજોરીનો નીચલો ભાગ છે તેને ગોળ કાપી અંદર પ્રાઇમસની વરાળ જાય એવું કરવું. એ એક લોખંડના ઇંગ્લાંન્ડના સ્ટેન્ડ પર ઉંચી હોવી જોઇએ. ઉપલા ભાગમાં ભુંગળું છ ઇંચનું રાખવું તે ચારેક ઇંચ પહોળું અને તેને ઉપર ઢાંકણું બંધબેસ્તુ રાખવું. જેનું હમો ડીઝાઇન નંબર આપીશું તે જોઈ સમજી લેવું. ભઠ્ઠી વધારે ગરમ થઇ જાય તો ઉપલું ઢાંકણું ખુલ્લું કરી ગરમ હવા કાઢી નાંખવાથી ભઠ્ઠી થંડી થાય છે.

આ ભઠ્ઠીની નીચે પ્રાઇમસ મુકવામાં આવે છે અને તે ચાર ઇંચ નીચો. એની ગરમ હવા બધી ભઠ્ઠીની આજુબાજુ જઇ ભઠ્ઠીને ગરમી આપે છે. આંગલું ઢાંકણું સીંગલ પડનું ચાલશે. હવે આ ભઠ્ઠીમાં વચમાં એક પડદો રાખવો, જેમાં લોખંડનું પતરૂં અંદર કાણા પાડેલું, બહાર નીકળે એવું, જાવઆવ કરે એવા ઢબમાં રાખવું. પછી જે દાગીનાને અંદર મુકવો હોય તે વચલા પડમાં પતરાના સ્ટેન્ડ બનાવી તેને લાગ કરી, અંદર મુકી ભઠ્ઠીનું બારણું

બંધ કરી દેવું. ભટ્ટી સાધારણ ગરમ પાણી આપણે નાહીએ એટલી ગરમ થાય એટલે આશરે એકસો દશ બાર ડીગ્રી જેટલી ગરમ થયા પછી પ્રાઇમસ તદન ઝીણો કરવો અને એને મીડી ગરમી ત્રણ કલાક આપવાથી એ કલર પાકી જાય છે. બરૂ પાલીશ કરવામાં ચળકાટ સારો આવે તો સમજવું કે કલર બરાબર પાકી ગયો નહીં તો પાછી મીઠી ગરમી આપવી. બીજું સ્પીરીટની અસર એકદમ લગાડવાથી નહીં થાય તો બરાબર પાકી ગયો સમજવું.

વધારે વખત સ્પીરીટમાં રાખવાથી તો બગડશે અને પેટ્રોલમાં ધોવાથી સારૂં થઇ જાય છે. પછી બરૂ પાલીશ કરવું હાથનું ગ્રેન્ડીંગ મશીન આવે છે તેમાં કપડાનું બરૂ લગાડી એનો મસાલાનો છેડો અડકાવવાથી એ બરૂને લાગી જશે પછી પાલીશ કરવું. એ કલરમાં લાલ, લીલો, બ્લુ, કેશરી, ગુલાબી તથા કાળો એટલા કલર હમારે ત્યાંથી મળશે. કેટલાક માણસો બજારૂ કલર તૈયાર લાવી અખતરા કરી ખાલી પૈસાની બરબાદી કરે છે. કેમકે જેમાં બળતા પદાર્થો લાખ તથા બેરજા જેવા પદાર્થો આવે છે તે કલરો તાપ સહન કરતા નથી. તેમ બરૂ પાલીશમાં બગડી જાય છે.

આ હમારા તરફથી જે કલરો વેચાય છે તે કલરો જેમ બરૂ પાલીશ કરો તેમ વધુ ચળકાટ આપે છે. હીસાબથી વધુ ગરમી આપવામાં આવે તો કાંણા પડે એ સંભવ ખરો પણ રીતસર ગરમી આપવામાં આવે તો ઘણુંજ સારૂં કામ થાય છે. તેમ સુકાવા દેવાથી વધુ તાપ સહન કરવાની શકિતવાળો થાય છે. કામ કરતી વખતે કલર બીજા ભાગમાં કદાચ ગયો હોય તો તે ભટ્ટીમાં પાકયા પછી કલમથી બહુજ સરળતાથી ઉખડી જાય છે. અને લાઇટ બગડતી નથી. એક રંગ પુરતી વખતે બીજા ભાગમાં તે કલર ગયો તો ફીકર નહીં. તેને પકાવી લીધા પછી કલમથી ઉખેડી નાંખી ત્યાં જે કલર પુરવો હોય તે પુરવો.

દાખલા તરીકેઃ– એક વીંટીના વચલા ભાગમાં પુરતાં બોર્ડરમાં કોઇ જગાપર ગયો તો તે પછી કાઢી બોર્ડરમાં બીજો કલર પુરવો.

હવે બોર્ડરમાં પુરતાં પાકેલા રંગપર જો કાંઇક તેની અસર થાય તો તે પછીથી ઘસવામાં નીકળી જાય છે. આપણે ચાલુ મીના-કામમાં જેમ કરીએ છીએ તે રીતે આને કાનસ સારી નવી પાલીશની હોય તેણે ઘસી પછી એક નંબર તથા સુન નંબરનો કાગળ મારવો, પછી બરૂ પાલીશ કરવું એટલે ચળકાટ સારો આવી જાય. હવે એના બરૂને લગાડવાનો મસાલો ચાલુ ધાતુ પાલીશ કરીએ તે નહીં પણ હમારે ત્યાંથી તે મળશે. તે બરૂને લગાડી પાલીશ કરવું. ધાતુને પાલીશ કરવાના મસાલાથી બગડશે, અને જોઇતી લાઇટ આવશે નહીં માટે એનો મસાલો જે ખાસ હમો મોકલીએ તેનાથી પાલીશ કરવું. કદાચ કોઇ વખતે કામ ભૂલચૂકે બગડે અને કલર કાઢી નાંખવો પડે તો તપાવીને સાફ કરી નાંખવો. કોઈ ભાઇને ભઠ્ઠીની સમજ નહીં પડે તો હમો ભઠ્ઠી પણ બનાવી મોકલી આપીશું. જેની સાઇઝ પ્રમાણે કીંમત લઇશું. મોટી ભઠ્ઠી રૂા. ૬૦ તથા તેનાથી નાનીના રૂા. ૪૦ થી ૫૦ સુધીના થાય છે. અથવા હમો ડીઝાઇન આપીએ તે પ્રમાણે કોઇ કારીગરને સોંપી કરાવી શકાશે.

બીજી એક રીત જેને સાધારણ કામ કરવું હોય અને ખરચ વધારે નહીં કરવો હોય તેણે બજારમાંથી ગેલ્વેનાઇઝના પતરાની પીપ જે આપણે અનાજ ભરવામાં ઉપયોગ કરીએ છીએ તેવી એક અડધો મણથી પોણો મણ અનાજ માય એવી એક પીપ લાવી તેની નીચે છ ઇંચ ડાઇમેટર એટલે પહોળું બાકું પાડવું પછી પેલી પીપમાં અંદરના ભાગમાં છ ઇંચ ઉંચાઇ થાય એવું સાદું ગેલ્વેનાઇઝના પતરાનું ભુંગળું બનાવી પીપમાં બેસ્તું કરવું અને તેના પર બીજું ગોળ પતરૂં કાપી એની ઉપર રહે એવું બનાવી કાણાં પાડવા. થોડેથોડે છેટે તે પતરૂં મુકી એ પીપને એક લોખંડનો ત્રણ પાયાનો સ્ટેન્ડ કરાવી તેના પર પીપ મુકી નીચેની ગરમી પ્રાઇમસની આપવી. પીપમાં કાણાંવાળા પતરા પર બીજા પતરા પર મુકેલા મીનાના દાગીના મુકી પીપનું ઢાંકણું બંધ કરવું. ભઠ્ઠી નીચેના આપેલા તાપથી ગરમ થાય એટલે પ્રાઇમસ નાનો

કરવો. પીપની નીચે પ્રાઇમસ ચાર ઇંચ નીચે રાખવો. ઝાળ એની અંદર ગરમ હવાના રૂપમાં જાય એમ પ્રાઇમસ ગોઠવવો. નીચેની પીપના હોલથી ત્રણ ચાર ઇંચ નીચો રાખવો. આ પ્રમાણેની યુક્તિથી પણ કલર પકાવી શકાશે.

---

# ચોથી ભૂમિકા

હવે દરેક ધાતુ પર નકસીકામ વિષે વિચારીશું. એક તો કચ્છવર્કની નકશીને આપણા ઘણા ભાઇઓ જાણે છે. છતાં નકશીકામ કરનારો ડ્રોઇંગનું જ્ઞાન સારૂં પ્રાપ્ત કર્યું હોય તોજ કામ સારૂં કરી શકાય. જેવી નકસી કરવી હોય તેવી કાગળ પર કાઢતાં પહેલાં સારી રીતે શીખવું જોઇએ. પછી કાગળ પર કરેલી ડીઝાઇન એક પતરા પર જરા મીણથી વળગાડી ટાંકણાએ આંકી કાઢી ઉછાળકામ થાય છે. કલમથી કરનારે કલમનો અભ્યાસ તાંબાના પતરા પર પહેલાં કલમ ચલાવતાં શીખી આગળ વધવું. આ ધંધામાં સારા અનુભવી પુરૂષથી તાલીમ લેવી વધારે સારી છે.

ઇંગ્રેવીંગકામ એ એક પ્રેકટીકલ જ્ઞાનનો વિષય છે એટલે સારા અનુભવી ગુરૂ પાસે રહી શીખવું જોઇએ એટલુંજ નહીં પણ વધારે જેમ અભ્યાસ થાય તેમ કામ સુંદર કરી શકાય છે. ઇંગ્રેવીંગમાં ફોટાનું કામ તથા મોનોગ્રામ બ્લોક બનાવવાનું કામ વિગેરે લાઇનો તે તે કામના અનુભવીઓની સંગતથી વધારે વખત ન લાગતાં જલ્દી શીખાય છે. હવે કેટલાક કામ સાયન્ટીફીક રીતે એટલે તેજાબથી ખવડાવી નકસીકામ કરી શકાય છે. ચાંદી, તાંબુ, પીત્તળ, કલાઇ, કાંશું વિગેરે ધાતુઓના ઘાટ તથા પતરા વિગેરે પર નકસીકામ કરવું હોય તો પહેલાં તે દાગીનાને સાફ કરી જે જગ્યા પર નકસી કરવી હોય તે ભાગને જરા ગરમ કરી ચોકખું સફેદ મીણ લગાડવું. મીણ જરા કાગળ પર જાડું રહે એવી રીતે સરખી જગા પર દાગીનો મુકવો અને ઠંડુ પડે એટલે એક આછો

સાદો કાગળ લઈ તેના પર પહેલાં નકશી જે કરવી હોય તે સીસાપેનથી માપ પ્રમાણે કરી પછી પેલા મીણવાળા ભાગ પર કાગળ ધીમેથી ચોંટાડી દેવો અને સીસાપેન બારીક છોલી અણી વડે કરેલા ડ્રોઈંગને સીસાપેનથી પાછું ધીમેથી ખસરી જવું, એટલે મીણ પર અંકાઈ જશે. પછી કાગળ કાઢી નાંખી મીણ પર અંકાયલા ભાગને હોલ્ડરકલમ બારીક વડે મીણ તેટલા ભાગમાંથી કાઢી નાંખવું અને કામડીની બારીક કલમ બનાવી તે વડે મીણ સાફ લુંછી કલમથી સફાઈબંધ જેટલો ભાગ ખવડાવવો હોય તેટલા ભાગનું મીણ બરાબર કાઢી નાંખવું.

પછી એક નાની ચલાણીમાં તેજાબ નાઈટ્રીક એસીડ એક ભાગ તથા મોરીઆટ્રીક એસીડ બે ભાગ મેળવવું એટલે એને અંગ્રેજીમાં ક્લોરાઈડ અથવા એકવારીઝીઆ કહે છે. આ તેજાબ બેઉ મેળવ્યા પછી એક દીવાસળીના છેડાના ભાગ પર જરા રૂ લપેટી તે તેજાબમાં બોળી પેલા કોતરેલા ભાગ પર લગાડવું. દીવાસળીની અણીથી તેજાબ રીતસર ઉપર લગાડવો એટલે અંદર પરપોટા થઈ ધાતુ ખવાવા માંડશે. વધારે ઊંડું કરવું હોય તો બીજી વખત લગાડવું, ત્રીજી વખત લગાડવું. અને પછી તે દાગીનો પાણીમાં ધોઈ નાંખી મીણ લુંછી નાંખવું. ધ્યાન રાખવા જેવું એ છે કે તેજાબ લગાડ્યા પછી પા કલાકથી અડધો કલાક સુધી તેને સરખી જગ્યામાં મુકી રાખવું. આ રીતે ઘણી ધાતુ પર નકસીકામ થાય છે.

કાચ જેવા પદાર્થને ખવાડવું હોય તો ફ્લોરીક એસીડ અને ધાતુ ખવાડવી હોય તો આ બે જાતના તેજાબના મીશ્રણથી ખવાય છે. મીણ લગાડવાની રીત પ્રમાણે બ્લેકજાપાન કાળો આવે છે તે પીંછીથી લગાડી બાકીના ભાગને ખવડાવી શકાય છે. મીણ તથા બ્લેકજાપાન બંને વસ્તુ એસીડપ્રુફ હોવાથી ચાલી શકે છે. હવે ખવડાવેલા ભાગમાં કોઈપણ જાતનો કલર પુરવો હોય તો તે પુરી શકાય છે. બીજું આ ઉપલા ક્લોરાઇડ એટલે બંને તેજાબના મીશ્રણથી. ડેડ પાલીશ થાય છે અને તેની રીત એ છે કે જેટલા ભાગને ડેડ પાલીશ કરવું હોય તેટલા ભાગને કોરો રાખી બાકીના

ભાગને બ્લેકજાપાન પીંછીથી લગાડવું. કોઈ જગ્યાએ વધતું ઓછું લાગી જાય તો સુકાયા પછી કલમથી તેટલો ભાગ કાઢી નાંખી પછી તે ભાગ પર તેજાબ દીવાસળીના છેડે રૂ લપેટી તેનાથી તેજાબ લગાડી પાંચ મીનીટમાંજ ધોઈ નાંખવું અને તેને પોટાસ સાઇનેડના પાણીમાં બોળી પછી સારા પાણીએ ધોઈ નાંખી કામના પ્રમાણમાં દરેક ધાતુ પર સ્ટ્રોંગ એસીડથી ડેડ પાલીશ થાય છે. પણ પાછું તેને પોતાના અસલ રૂપમાં ધાતુને રંગવા તેજાબનો ભાગ સાઇનેડથી દુર થાય છે. માટે તેમાં અથવા કેટલીક ધાતુ આમલીના પાણીમાં પણ રાખવાથી સાફ ઉજળી થાય છે.

ગીલીટનું પાણી અથવા પોટાશ સાઇનેડનું સાદુ પાણીમાં વસ્તુ જરાવાર બોળી રાખો એટલે તેજાબ ખવાય જાય છે અને ધાતુ પોતાના અસલ રંગ જેવી થાય છે. જે ધાતુ પર એસીડ જલ્દી કામ કરે તો તેને થોડીવારમાં ધોઇ નાંખવો. જે ધાતુમાં વાર લાગે તો તેને તે પ્રમાણે વધુ વખત રહેવા દેવું. દરેક કામ બુદ્ધિપૂર્વક કરવાથી સારૂં થશે. હવે આ કલોરાઇડથી અટીઓ પણ કરી શકાય છે. તેની વિગત સરખી સપાટીમાં કરવાનું જેટલું કામ હોય તો તે સારૂં થાય છે. એક સ્ટીલના ટુકડાને કાનસથી ઘસી પાલીશ કરી, તેને જરા ગરમ કરી, મીણ લગાડી ઠંડુ પાડવું, પછી જે જાતની અડી કરવી હોય તે જાતની ડીઝાઈન કાગળ પર પહેલાં તૈયાર કરી તે કાગળ ચોઢી તેના પર પેન્સીલથી પાછું ખસરી જવું. એટલે મીણ પર આંકા પડી જશે અને તે અંકાયલા ભાગને કલમથી કાઢી નાંખી તેમાં નાઇટ્રીક એસીડ તથા મોરીઆટ્રીક એસીડના ઉપર બતાવેલા એસીડને દીવાસળીના છેડે રૂ લગાડી એક નાની ચલાણીમાં તેજાબ રાખી તેમાંથી ટીપુંટીપું અંદર છાંટવું એટલે લોખંડ ખવાવા માંડશે. જેટલું ઉંડું કરવું હોય તે પ્રમાણે વધુ વખત રાખવું, તે બીજી વખત, ત્રીજી વખત એમ તેજાબના ટીપાં નાંખવા. તૈયાર થઈ રહે એટલે ધોઇ નાંખવું. હાથે તેજાબ લાગે નહીં તે વાત ધ્યાન રાખી કરવું. એ રીતે સ્ટીલમાં અથવા દરેક ધાતુમાં સફાઈપૂર્વક થશે.

## દેવોની મૂર્તિઓ ભરતલ થાય છે તેની સમજઃ—

મૂર્તિઓના કામ કાચબીમાં નહીં ભરાય એવા હોય તેને બનાવવા માટે મીણ સારૂ ચોકખું લઈ તેને ગરમ કરી તેમાં થોડો ચાક મેળવવો અને સાધારણ સખત થાય એમ કરવું. પછી સોનું ચાંદી ગાળવા અસલ માટીમાં રૂ નાંખી અથવા કપડું બાળી રાખ નાંખી માટી ફાટે નહીં એવી કેળવી તે માટીનો લોંદો લઈ તેને ગોળ કરી પછી ચપટો રોટલા જેવો બનાવી તેના પર મીણની મૂર્તિ કરવી હોય તેનું ઓઠુ બનાવવું, જેમ માટીના પુતળા કરે છે તેમ કારીગરે મીણનું પુતળું જે જાતનું જોઇએ તેવું હાથથી બનાવવું અને પછી તેના આજુબાજુના ભાગમાં પછી જે કેળવેલી માટી હોય તે લગાડવી અને ઉપર માથાનો ભાગ થોડો બાકી રાખી ઉપરથી રસ રેડવા જેવો ખાડો રહે એ રીતે બધી માટી લગાડી તે ગોળાને સુકાવા દેવું. ત્રણ ચાર દીવસે સુકાઈ જાય ત્યારે ગરમ કરી મીણ કાઢી નાંખી તેમાં જે ધાતુની મૂર્તિ ભરવી હોય તેનો રસ કરી તેમાં રેડવો. ધાતુ જરા વધારે રાખવી. બરાબર સુકાયા વગર ગરમ કરવાથી અંદર ફાટ પડી જાય છે માટે તે વાત લક્ષમાં રાખવા જેવી છે. પછીથી તે માટીના ગોળાને ભાંગી અંદર ભરાયલી મૂર્તિ કાઢી લઇ કાનસથી ઘસી ચીતરી તૈયાર કરવી. આ રીતે મીણના ઓડાઓ સારા બનાવનાર કારીગર સારૂં કામ કરી શકે છે.

---

# પાંચમી ભૂમિકા

આ પાંચમી ભૂમિકામાં સોનું, ચાંદી, તાંબુ, પીત્તળ, કલાઇ, પ્લેટીનમ વિગેરે ધાતુઓ કારીગરના વપરાસમાં આવતી હોવાથી તે વિષે વિચારીશું. સોનું મેળવવા તાંબુ તથા ચાંદી ચોકખા મળી શકે છે તે બધા કારીગર ભાઇઓ જાણે છે એટલે તે વિષે વધારે કહેવાની જરૂર નથી.

એક અખતરારૂપે સોનાની ભસ્મ બનાવવાની વિધી લખું છું. ચોકખું સોનું પાટલો સો ટચનું લઇ તેને આપણી રીત પ્રમાણે ખડી, માટી, ગેરૂ તથા મીઠું લગાડી તપાવી કાઢવાથી શુધ્ધ થાય છે. ચારથી પાંચ વખત આમ તપાવવા અથવા ખડી મીઠાનો તાપ કલાક બે કલાકનો આપવો એટલે શુદ્ધ થઇ જશે. હવે શુદ્ધ કરેલા સોનાને વરખ બનાવી કામમાં લેવાય તથા કાનસથી વહેર કરી કામમાં લેવાય. અને ત્રીજી રીતઃ- મોરીયાટીક એસીડ બે ભાગ તથા નાઇટ્રીક એસીડ એક ભાગમાં પતરા બનાવી તેને કાચના વાસણમાં ઓગાળવાથી સોનાની તેજાબથી પહેલાં ભસ્મ બનાવી લેવી પછી તેને લીંબુનો રસ નાંખી ઘુંટી તેમાં બમણો ગંધક મેળવી વાટી એક કોડીઆમાં સમ્પુટ કરી, છાણાની ભઠ્ઠી કરી તેમાં તાપ આપવો. આ પ્રમાણે કર્યાં પછી તુળસીના રસની ભાવના આપી અંદર પારો શુધ્ધ કરેલો નાંખી ઘુંટી ભઠ્ઠી કરતા જવું. એમ દશ બાર ભઠ્ઠીએ સૂવર્ણ ભસ્મ તૈયાર થઈ જશે. ઉપર સોનામાં લીંબુનો રસ નાંખી પારો શુધ્ધ કરેલો સમભાગે મેળવી દેવો. પારો ગંધકના યોગથી અને પછી તુળસીના રસના યોગથી સોનાની ઉત્તમ પ્રકારની ભસ્મ બનશે.

**ગુણઃ-** સોનાની ભસ્મ સેવન કરવાથી ક્ષય, મંદાગ્નિ, શ્વાસ, ખાંસી, અરૂચી, પાંડુરોગ, વિષવિકાર, સંગ્રહણી, નબળાઇ, ઉન્માદ, દુષ્ટ, જીર્ણજ્વર, ત્રિદોષજ્વર, મગજની કમજોરી, ઓજસ, કાન્તી આયુષ્ય બુદ્ધિ, મેધા, વાણીવય, સમતી વિગેરેની વૃધ્ધિ થાય છે. સ્ત્રી, પુરૂષ, બાળકો સર્વ કોઇ તેના સેવનથી રોગમૂક્ત થઇ નવજીવન પ્રાપ્ત કરે છે. અનુપાનઃ- ઘી, માખણ, મધ. પરેજીઃ- ગરમ દાહ કરનારા ખાટા અને તેલવાળા પદાર્થો ખાવા નહીં. આવી ઉત્તમ ઔષધી કારીગર બનાવી શકે છે. અને તેનો પોતે લાભ લઇ જગતને પણ આપી શકે છે.

**સાજું હોય શરીર તો, સઘળી વાતે સુખ;**
**નહીં તો ધન ઘરમાં છતાં, દિનદિન પ્રત્યે દુઃખ.**

## ચાંદીની ભસ્મ બનાવવાની રીતઃ—

પ્રથમ ચોકખી ચીનાઈ ચાંદીના પાતળા પતરા બનાવી તેને તપાવીને લીંબુનો રસ તથા ટંકણ ખારનું પાણી કરી તેમાં છાંટવું. તપાવી તપાવી દશ પંદર વખત છાંટવાથી શુધ્ધ થાય છે પછી તેને ચોકખા ગરમ પાણીથી ધોઈ નાંખી પછી તેના ચારપાંચ આંગળના કટકા કરી તૈયાર રાખવા. હવે શુદ્ધ હળતાલ લઈ તેને લીંબુના રસમાં વાટી તેનો પતરાપર લેપ કરી સુકાયા પછી એક માટીના મોટા કોળીઆ જેવું વાસણ લઈ નીચે ગંધક વાટેલો પાથરી પતરા મુકતાં જવું અને ઉપર ગંધકનો બારીક પાઉડર પાથરી પછી સમ્પુટ કરી માટી પલાળી કકડાંને ળોળી તેના પર લપેટી કપડ માટી કરી ભઠ્ઠી કરવી. એવી ચૌદ ભઠ્ઠી આપવાથી ચાંદીની ઉત્તમ ભસ્મ થાય છે. ગુણ નીચે પ્રમાણેઃ—

ચાંદીની ભસ્મ વાતહર તથા અપસ્માર, હીસ્ટીરીઆ, ઉદરરોગ, મગજના દર્દો, પાંડુ, અર્સ, ગુલ્મ, રકતપીત, ખાંસી, ક્ષય, જુનો પ્રમેહ, બરલ અને વાત વ્યાધીમાં ઘણું સારૂં કામ આપે છે. માત્રા– અડધો વાલ ઘી, આમળાનો મુરબ્બો, સતાવરી, અવળાઈ, અથવા ઘી, સાકેર ને એલચી વિગેરે બુદ્ધિ પ્રમાણે જુદાજુદા અનુપાનથી ઘણા રોગો મટાડે છે.

પરેજીઃ— તેલ, મરચું, હીંગ, ખટાસ, બહુ મીઠાવાળા પદાર્થોનો ત્યાગ કરવો. આ પ્રમાણે બીજા વૈદકગ્રંથોમાં તમામ જાતની ધાતુના દવા તરીકે ઉપયોગ કરવાના અખતરા જાણી શકાય છે. અને તેનો લાભ મેળવી શકાય. શુધ્ધ સરળ ગુજરાતી ભાષામાં હાલ વૈદિકગ્રંથ ઘણા બહાર પડ્યા છે, જેમાંથી ઘણું જાણવાનું મળે છે.

## એક નર ને સો હુન્નર.

મનુષ્ય પ્રાણી સર્વ પ્રાણીમાં શ્રેષ્ઠ છે. એને પ્રભુએ બુદ્ધિ આપી સ્વતંત્ર બનાવ્યો છે. ધારેલા કાર્યો કરી શકવાનું સામર્થ મનુષ્ય શરીરમાં છે. અનેક યંત્રો, તાર, ટેલીફોન, રેડીઓ, વાયરલેસ વિગેરેની શોધ કરી અશકય વસ્તુને શકય કરનાર મનુષ્ય પ્રાણી છે.

પુરૂષાર્થ વડે હરેક પ્રકારની સીધ્ધિ મેળવતો હોવાથી પુરૂષ કહેવાયો.

**પશુકી પનૈયા બનત હય, નરકા કરણુ ન હોય;**
**પણ નર કરણુ જો કરણી કરે તો, નરકા નારાયણ હોય.**

અર્થાત:- પુરૂષાર્થ વડે પરમપદ પરમાત્માની પ્રાપ્તિ થાય તો પછી માયીક પદાર્થના તો હીસાબજ શું? પણ પુરૂષાર્થ કેવો હોવો જોઇએ એ વિષે એક દ્રષ્ટાંત આપું છું:—

પ્રોફેસર એડીસન જેણે ફોનોગ્રાફ તથા વિદ્યુતશકિતના અનેક યંત્રો શોધ્યા. તેમનું જીવનચરિત્ર સંબંધી એક માસીકમાં વાંચેલી વાતનો દાખલો આપું છું. એમની ઉંમર વર્ષ પચાસથી બાવન વર્ષની થઇ ત્યારે એમના સગાંવ્હાલાઓએ તથા મિત્રોએ એમને આગ્રહ કર્યો કે તમારે લગ્ન કરવા જોઇએ. પ્રોફેસર એડીસન ધંધામાં શોધખોળ, નવાનવા અખતરામાં એટલા બધા તનમય રહેતા કે કારખાનામાં દરેક કામ ઝાડુ વાળવાથી તે બુટ પાલીશ સુધીનું પણ વિદ્યુતશકિત પાસે કામ લેવું. જ્યાં બસો માણુસની જરૂર ત્યાં એક માણુસ વિદ્યતશકિતથી કામ કરી શકે એવીએવી શોધોમાં મશગુલ હોવાથી એમને લગ્ન કરવા સંબધી વિચાર થતા નહીં. પણ સગાંવ્હાલાના આગ્રહથી પછી સંમતી આપી એટલે તે દેશના રીવાજ પ્રમાણે જાહેર ખબરમાં છપાવ્યું. આથી એમને એકસો એક સ્ત્રી પરણુવા તૈયાર થઇ અને તેમના ફોટા એમનાપર આવ્યા. એમના મહેતાજીએ આ ફોટા લઇ શેઠ પાસે હાજર થઇ કહ્યું કે ટપાલમાં ફોટા આવેલા છે આપને જે સ્ત્રી પ્રસન્ન હોય તેનાપર લખી દઈએ.

ત્યારે એડીસન સાહેબે કહ્યું કે એકએક મિનિટ એકએક ફોટાને જોતા જાય તો મારી એકસોને એક મિનિટ નકામી જાય માટે પહેલાં જે ફોટો હાથમાં આવે તેને લખી દો. મહતાએ તે પ્રમાણે લખી દીધું. લગ્નના દિવસે ચર્ચમાં (એટલે લગ્ન કરવાનું એક સ્થાન મંદિર ત્યાં) બધા એકઠા થયા પણ આ ભાઇ સાહેબને ભાન નહીં કે આજે મારા લગ્ન છે! સગાંવ્હાલાએ જઇને કહ્યું કે

આ તમો શું કરો છો? ત્યાં બધા એકઠા થઈ રહ્યા છે અને તમો તો હજુ કાંઇને કાંઇ કામજ કર્યા કરો છો. ચાલો, એમ કહી એમને લઇ ગયા. લગ્ન કરાવ્યા પછી બાઇને રહેવાને માટે બંગલો તથા જોઈતા સાધનો આપ્યા, પણ આ ભાઈ કારખાનું છોડીને એક મિનિટ કાંઇ જાય નહીં. છેવટે બાઇને કારખાને આવી એની સાથે રહેવું પડ્યું, આને યોગી કહેવાય. ઉપરના દાખલાથી ફક્ત સાર લેવાનો છે કે મનુષ્ય પોતાના ચિત્તને સ્થિર કરી કોઈપણ પુરૂષાર્થ કરે તો તે સિધ્ધિ મેળવે. પણ જેનું ચિત્ત ડાલમડોલ જ્યાંને ત્યાં ફાંફા મારતું હોય તે એક પણ વાત સિધ્ધ ન કરી શકે. આ ઉપર એક કવિએ લખ્યું છે:—

**વાડી વગોવી વાંદરે, અને કોશીએ વગોવ્યાજ રામ;**
**પણ ભુંડી નારે ધણી વગોવ્યો, ધના પટેલે વંઠ્યુજ ગામ.**

મનુષ્ય શરીરરૂપી વાડી તેમાં મન વાંદરારૂપ એટલે આ ડાળીએથી આ ડાળીએ એમ કુદીકુદીને વાંદરો જેમ જીવન ગાળે તેમ અનેક પ્રકારના સંકલ્પ કર્યા કરે, એકમાં પણ સ્થિરતા નહીં એવું ચંચળ મન મનુષ્ય શરીરરૂપી વાડીનું વગોણું કરાવે છે. કોશ હાંકનાર જેમ આવે રામ જાયે રામ પણ રામ શું તે સમજે નહીં તેમ આ અન્નમય કોશ, પ્રાણમય કોશ, મનોમય કોશ, આનંદમય કોશમાં રહેનાર હોવાથી કોશીઓ કહેવાય તે રામરામ કહે છે પણ સમજતો નથી અને રામનામનું વગોણું કરાવે છે. ભુંડી સ્ત્રીએ ધણી વગોવ્યો એટલે મનની બે સ્ત્રી એક નિર્વતી અને એક પ્રર્વતી. અર્થાત:- એક સદ્‌વૃત્તિ અને એક અસદ્‌વૃત્તિ એવી અસદ્‌વૃત્તિ વડે જે કામ થાય છે તેમાં પણ મનુષ્યનું વગોણું.

હવે શરીરમાં દશ ઇંદ્રિય પણ જીભને ખાવાનો શોખ ને કાનને સાંભવાનો શોખ, આંખને જોવાનો શોખ એમ બધી ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં મોહિત થાય તો માણસ વંઠી ગયો એમ કહેવાય. દરેક વસ્તુ પ્રમાણમાં સારી હોય છે. તેમ માણસનું મન વાંદરા જેવું એટલે ચંચળ હોય છે ત્યાંસુધી એનો એક પણ

એક અખતરારૂપે સોનાની ભસ્મ બનાવવાની વિધી લખું છું. ચોકખું સોનું પાટલો સો ટચનું લઇ તેને આપણી રીત પ્રમાણે ખડી, માટી, ગેરૂ તથા મીઠું લગાડી તપાવી કાઢવાથી શુધ્ધ થાય છે. ચારથી પાંચ વખત આમ તપાવવા અથવા ખડી મીઠાનો તાપ કલાક બે કલાકનો આપવો એટલે શુદ્ધ થઇ જશે. હવે શુદ્ધ કરેલા સોનાને વરખ બનાવી કામમાં લેવાય તથા કાનસથી વહેર કરી કામમાં લેવાય. અને ત્રીજી રીતઃ- મોરીયાટીક એસીડ બે ભાગ તથા નાઇટ્રીક એસીડ એક ભાગમાં પતરા બનાવી તેને કાચના વાસણમાં ઓગાળવાથી સોનાની તેજાબથી પહેલાં ભસ્મ બનાવી લેવી પછી તેને લીંબુનો રસ નાંખી ઘુંટી તેમાં બમણો ગંધક મેળવી વાટી એક કોડીઆમાં સમ્પુટ કરી, છાણાની ભઠ્ઠી કરી તેમાં તાપ આપવો. આ પ્રમાણે કર્યા પછી તુળસીના રસની ભાવના આપી અંદર પારો શુધ્ધ કરેલો નાંખી ઘુંટી ભઠ્ઠી કરતા જવું. એમ દશ બાર ભઠ્ઠીએ સૂવર્ણ ભસ્મ તૈયાર થઈ જશે. ઉપર સોનામાં લીંબુનો રસ નાંખી પારો શુધ્ધ કરેલો સમભાગે મેળવી દેવો. પારો ગંધકના યોગથી અને પછી તુળસીના રસના યોગથી સોનાની ઉત્તમ પ્રકારની ભસ્મ બનશે.

ગુણઃ- સોનાની ભસ્મ સેવન કરવાથી ક્ષય, મંદાગ્નિ, શ્વાસ, ખાંસી, અરૂચી, પાંડુરોગ, વિષવિકાર, સંગ્રહણી, નબળાઇ, ઉન્માદ, દુષ્ટ, જીર્ણજ્વર, ત્રિદોષજ્વર, મગજની કમજોરી, ઓજસ, કાન્તી આયુષ્ય બુદ્ધિ, મેધા, વાણીવય, સમંતી વિગેરેની વૃધ્ધિ થાય છે. સ્ત્રી, પુરૂષ, બાળકો સર્વ કોઇ તેના સેવનથી રોગમૂકત થઇ નવજીવન પ્રાપ્ત કરે છે. અનુપાનઃ- ઘી, માખણ, મધ. પરેજીઃ- ગરમ દાહ કરનારા ખાટા અને તેલવાળા પદાર્થો ખાવા નહીં. આવી ઉત્તમ ઔષધી કારીગર બનાવી શકે છે. અને તેનો પોતે લાભ લઇ જગતને પણ આપી શકે છે.

**સાજું હોય શરીર તો, સઘળી વાતે સુખ;**
**નહીં તો ધન ઘરમાં છતાં, દિનદિન પ્રત્યે દુઃખ.**

## ચાંદીની ભસ્મ બનાવવાની રીતઃ—

પ્રથમ ચોકખી ચીનાઈ ચાંદીના પાતળા પતરા બનાવી તેને તપાવીને લીંબુનો રસ તથા ટંકણ ખારનું પાણી કરી તેમાં છાંટવું. તપાવી તપાવી દશ પંદર વખત છાંટવાથી શુધ્ધ થાય છે પછી તેને ચોકખા ગરમ પાણીથી ધોઈ નાંખી પછી તેના ચારપાંચ આંગળના કટકા કરી તૈયાર રાખવા. હવે શુદ્ધ હળતાલ લઈ તેને લીંબુના રસમાં વાટી તેનો પતરાપર લેપ કરી સુકાયા પછી એક માટીના મોટા કોળીઆ જેવું વાસણ લઇ નીચે ગંધક વાટેલો પાથરી પતરા મુકતાં જવું અને ઉપર ગંધકનો બારીક પાઉડર પાથરી પછી સમ્પુટ કરી માટી પલાળી કકડાંને બોળી તેના પર લપેટી કપડ માટી કરી ભઠ્ઠી કરવી. એવી ચૌદ ભઠ્ઠી આપવાથી ચાંદીની ઉત્તમ ભસ્મ થાય છે. ગુણ નીચે પ્રમાણેઃ—

ચાંદીની ભસ્મ વાતહર તથા અપસ્માર, હીસ્ટીરીઆ, ઉદરરોગ, મગજના દર્દો, પાંડુ, અર્સ, ગુલ્મ, રક્તપીત્ત, ખાંસી, ક્ષય, જુનો પ્રમેહ, બરલ અને વાત વ્યાધીમાં ઘણું સારૂં કામ આપે છે. માત્રા- અડધો વાલ ઘી, આમળાનો મુરબ્બો, સતાવરી, અવળાઈ, અથવા ઘી, સાકેર ને એલચી વિગેરે બુદ્ધિ પ્રમાણે જુદાજુદા અનુપાનથી ઘણા રોગો મટાડે છે.

પરેજીઃ— તેલ, મરચું, હીંગ, ખટાસ, બહુ મીઠાવાળા પદાર્થોનો ત્યાગ કરવો. આ પ્રમાણે બીજા વૈદકગ્રંથોમાં તમામ જાતની ધાતુના દવા તરીકે ઉપયોગ કરવાના અખતરા જાણી શકાય છે. અને તેનો લાભ મેળવી શકાય. શુધ્ધ સરળ ગુજરાતી ભાષામાં હાલ વૈદિકગ્રંથ ઘણા બહાર પડ્યા છે, જેમાંથી ઘણું જાણવાનું મળે છે.

## એક નર ને સો હુન્નર.

મનુષ્ય પ્રાણી સર્વ પ્રાણીમાં શ્રેષ્ઠ છે. એને પ્રભુએ બુદ્ધિ આપી સ્વતંત્ર બનાવ્યો છે. ધારેલા કાર્યો કરી શકવાનું સામર્થ મનુષ્ય શરીરમાં છે. અનેક યંત્રો, તાર, ટેલીફોન, રેડીઓ, વાયરલેસ વિગેરેની શોધ કરી અશક્ય વસ્તુને શક્ય કરનાર મનુષ્ય પ્રાણી છે.

પુરૂષાર્થ વડે હરેક પ્રકારની સીધ્ધિ મેળવતો હોવાથી પુરૂષ કહેવાયો.

**પશુકી પનૈયા બનત હય, નરકા કરણુ ન હોય;**
**પણ નર કરણુ જો કરણી કરે તો, નરકા નારાયણુ હોય.**

અર્થાંતઃ- પુરૂષાર્થ વડે પરમપદ પરમાત્માની પ્રાપ્તિ થાય તો પછી માયીક પદાર્થના તો હીસાબજ શું? પણ પુરૂષાર્થ કેવો હોવો જોઇએ એ વિષે એક દ્રષ્ટાંત આપું છું:—

પ્રોફેસર એડીસન જેણે ફોનોગ્રાફ તથા વિદ્યુતશકિતના અનેક યંત્રો શોધ્યા. તેમનું જીવનચરિત્ર સંબધી એક માસીકમાં વાંચેલી વાતનો દાખલો આપું છું. એમની ઉંમર વર્ષ પચાસથી બાવન વર્ષની થઇ ત્યારે એમના સગાંવ્હાલાઓએ તથા મિત્રોએ એમને આગ્રહ કર્યો કે તમારે લગ્ન કરવા જોઇએ. પ્રોફેસર એડીસન ધંધામાં શોધખોળ, નવાનવા અખતરામાં એટલા બધા તનમય રહેતા કે કારખાનામાં દરેક કામ ઝાડુ વાળવાથી તે બુટ પાલીશ સુધીનું પણ વિદ્યુતશકિત પાસે કામ લેવું. જ્યાં બસો માણસની જરૂર ત્યાં એક માણસ વિદ્યતશકિતથી કામ કરી શકે એવીએવી શોધોમાં મશગુલ હોવાથી એમને લગ્ન કરવા સંબધી વિચાર થતા નહીં. પણ સગાંવ્હાલાના આગ્રહથી પછી સંમતી આપી એટલે તે દેશના રીવાજ પ્રમાણે જાહેર ખબરમાં છપાવ્યું. આથી એમને એકસો એક સ્ત્રી પરણુવા તૈયાર થઇ અને તેમના ફોટા એમનાપર આવ્યા. એમના મહેતાજીએ આ ફોટા લઇ શેઠ પાસે હાજર થઇ કહ્યું કે ટપાલમાં ફોટા આવેલા છે આપને જે સ્ત્રી પ્રસન્ન હોય તેનાપર લખી દઇએ.

ત્યારે એડીસન સાહેબે કહ્યું કે એકએક મિનિટ એકએક ફોટાને જોતા જાય તો મારી એકસોને એક મિનિટ નકામી જાય માટે પહેલાં જે ફોટો હાથમાં આવે તેને લખી દો. મહેતાએ તે પ્રમાણે લખી દીધું. લગ્નના દિવસે ચર્ચમાં (એટલે લગ્ન કરવાનું એક સ્થાન મંદિર ત્યાં) બધા એકઠા થયા પણ આ ભાઇ સાહેબને ભાન નહીં કે આજે મારા લગ્ન છે! સગાંવ્હાલાએ જઇને કહ્યું કે

આ તમો શું કરો છો? ત્યાં બધા એકઠા થઇ રહ્યા છે અને તમો તો હજુ કાંઇને કાંઇ કામજ કર્યા કરો છો. ચાલો, એમ કહી એમને લઇ ગયા. લગ્ન કરાવ્યા પછી બાઇને રહેવાને માટે બંગલો તથા જોઈતા સાધનો આપ્યા, પણ આ ભાઈ કારખાનું છોડીને એક મિનિટ કાંઇ જાય નહીં. છેવટે બાઇને કારખાને આવી એની સાથે રહેવું પડયું, આને યોગી કહેવાય. ઉપરના દાખલાથી ફક્ત સાર લેવાનો છે કે મનુષ્ય પોતાના ચિત્તને સ્થિર કરી કોઈપણ પુરૂષાર્થ કરે તો તે સિદ્ધિ મેળવે. પણ જેનું ચિત્ત ડાલમડોલ જ્યાંને ત્યાં ફાંફા મારતું હોય તે એક પણ વાત સિદ્ધ ન કરી શકે. આ ઉપર એક કવિએ લખ્યું છે:—

**વાડી વગોવી વાંદરે, અને કોશીએ વગોવ્યાજ રામ;**
**પણ ભુંડી નારે ધણી વગોવ્યો, ધના પટેલે વંઠયુજ ગામ.**

મનુષ્ય શરીરરૂપી વાડી તેમાં મન વાંદરારૂપ એટલે આ ડાળીએથી આ ડાળીએ એમ કુદીકુદીને વાંદરો જેમ જીવન ગાળે તેમ અનેક પ્રકારના સંકલ્પ કર્યા કરે, એકમાં પણ સ્થિરતા નહીં એવું ચંચળ મન મનુષ્ય શરીરરૂપી વાડીનું વગોણું કરાવે છે. કોશ હાંકનાર જેમ આવે રામ જાયે રામ પણ રામ શું તે સમજે નહીં તેમ આ અન્નમય કોશ, પ્રાણમય કોશ, મનોમય કોશ, આનંદમય કોશમાં રહેનાર હોવાથી કોશીઓ કહેવાય તે રામરામ કહે છે પણ સમજતો નથી અને રામનામનું વગોણું કરાવે છે. ભુંડી સ્ત્રીએ ધણી વગોવ્યો એટલે મનની બે સ્ત્રી એક નિર્વતી અને એક પ્રર્વતી. અર્થાતઃ- એક સદ્‌વૃત્તિ અને એક અસદ્‌વૃત્તિ એવી અસદ્‌વૃત્તિ વડે જે કામ થાય છે તેમાં પણ મનુષ્યનું વગોણું.

હવે શરીરમાં દશ ઇંદ્રિય પણ જીભને ખાવાનો શોખ ને કાનને સાંભવાનો શોખ, આંખને જોવાનો શોખ એમ બધી ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં મોહિત થાય તો માણુસ વંઠી ગયો એમ કહેવાય. દરેક વસ્તુ પ્રમાણમાં સારી હોય છે. તેમ માણુસનું મન વાંદરા જેવું એટલે ચંચળ હોય છે ત્યાંસુધી એનો એક પણ

પુરૂષાર્થ સિદ્ધ થતો નથી. માટે અભ્યાસ અને વૈરાગ્ય વડે મન વશ કરે એટલે સ્થિર કરી પછી જે કામ કરે તેમાં તે સફળતા મેળવે.

બીજું એક દ્રષ્ટાંતઃ- એક માણસ એક દિવસે કોઈ ઠેકાણે કુંચીનો ઝુમખો મુકાઈ ગયો તે ભૂલી પણ ગયો કે મેં કયાં મુક્યો છે! શોધ કરી પણ હાથ નહીં આવ્યો. પછી થાકી બહાર શોધવાનું બંધ કરી ક્ષણિક ચિન્તની એકાગ્રતા કરી અંદર ઉતર્યો. અંતરધ્યાન કરી હું આમ ગયો હતો ત્યાં, પછી મેં આમ મૂક્યો હતો એમ અંતરપ્રદેશમાં વિચાર કરતાં એને યાદ આવે છે. હાં, જુઓ અમુક જગ્યાએ છે એમ કહેવાનું કારણ એકજ છે કે માણસના અંતરપ્રદેશમા અનવધી સામર્થ્ય છે ત્યાં માણસ જાય તો ઘણી શોધખોળ અને શાન્તિ પણ ત્યાંથીજ મેળવી શકે છે પણ માણસ બહાર ભમ્યા કરે છે અને બીજાની સલાહ લેયા કરે છે પણ અંતર રહેલા અંતર્યામિની સલાહ લેતો નથી માટે દુઃખી થાય છે. હવે હું મારા પુસ્તકના પૈસા વસુલ કરવા થોડી કળા બતાવું છું જે નીચે લખ્યા પ્રમાણે કરવાથી જરૂર લાભ મેળવશો અને મારા પુસ્તકના પૈસા તુરત વસુલ કરી પુસ્તક મફત પાડશો. એવી આશા રાખું છું.

**પ્રયોગ નં. ૧**—બજારમાંથી મિઠાઈ કાપવાના મોટા ચપ્પુ આવે છે જે પેપર કાપવા તથા શાકભાજી સમારવાના કામમાં પણ આવે એવા ચપ્પુ નંગ ૬ લાવવા. એ ચપ્પુના પાના પાલીશ હોય તેટલા ભાગમાં ચપ્પુને જરા ગરમ કરી ચોકખું મીણ ઉપર લગાડવું, ચપ્પુ ગરમ હોવાથી મીણનો રસ થઇ જશે એટલે બધે સરખું મીણ રહે એવી રીતે એને સરખી જગ્યામાં મૂકવું. અથવા હાથમાં ઝાલી રાખી જરા કાગળવાર મીણનો રસ એકસરખો બધે રહે એમ કરવું અને ઠંડુ પાડવું. એ ઠંડુ પડી રહે એટલે આપણે એ ચપ્પુના પાના બરાબરનો એક સાદો કાગળ કાપી તેનાપર આપણા કોઈ સારા ઓળખાણવાળા ગ્રાહક હોય, વૈદ કે મોટા ડોકટર અથવા કોઇ સારા અધિકારી પૈસાપાત્ર હોય તેનું નામ તથા એડ્રેસ કાગળના ઉપર બરાબર ડ્રોઈંગ કરવું અને તે કાગળ મીણપર ચોંટાડી

પછી પાતળી સીસાપેન ઘસી પેલા ડ્રોઇંગ કરેલા અક્ષર પર જરા સીસાપેનથી ઘુંટી જવું એટલે મીણપર બધા ખસર પડી જશે. પછી કાગળ ઉખેડી લઈ હોલ્ડરથી તે ભાગનું મીણ કાઢી નાંખવું અથવા લોખંડના પાતળા અણીવાળા હથીયારથી મીણ કાઢી તે ભાગપર નીચે જણાવેલું સોલ્યુશનના ટીપાં નાંખવા એટલે તે ભાગ અડધા કલાકમાં ખવાઇ જશે. પછી બરાબર ખવાઇ ગયું એમ લાગે એટલે પાણીમાં તેજાબવાળો ભાગ ધોઈ નાંખી જરા ગરમ કરી મીણ લુંછી નાંખી સાફ કરવું

છાંટવાનું સોલ્યુશનઃ- મોરીઆટીક એસીડ બે ભાગ અને એક ભાગ નાઇટ્રીક એસીડ એમ બેઉ એસીડ એક નાની ચલાણીમાં મેળવી દીવાસળીની છેડે જરા રૂ લપેટી તે છેડો તેજાબમાં બોળી તે વડે ખોદેલા ભાગપર તેજાબના ટીપાં પાડવા એટલે પા થી અડધા કલાકમાં એ ભાગ ખવાઈ ડીઝાઇન તૈયાર થશે. હવે એવા છ ચપ્પુ સારા ગ્રાહકમાં આપશો તો તેના નામના ચપ્પુ કાંઇ બજારમાં મળતા નથી. માટે કારીગરનો જરૂર સત્કાર કરી કાંઇને કાંઈ આપશે એટલે મારા પૂસ્તકના પૈસા વસુલ.

**પ્રયોગ નં. ૨**—કાચના લાંબા આરસીના ટુકડા લઈ તેના પર જરા ગરમ કરી મીણ લગાડી સરખું રાખી ઠંડુ પાડી તેના પર વેપારની જાહેર ખબર અથવા એડ્રેસ વિગેરે જે કાંઈ લખવું હોય તે પ્રમાણે ઉપરની રીતે મીણમાં ડીઝાઇન કરી જેટલો ભાગ ખવડાવવો હોય તેટલો ભાગ કોતરી નાંખવો. પછી તેના ઉપર ફ્લોરીક એસીડ જે રબરની બાટલીમાં આવે છે તે તેજાબ કામડાની સળી રૂ લપેટી તે ટીપાં નાંખવા. એ તેજાબથી કાચ ખવાઈ જાય છે અને ડીઝાઇન પડે છે. પછી એને પાણીમાં ધોઈ સાફ લુંછી નાંખી ફ્રેમમાં મઢી ગ્રાહકને આપવા. આ રીતે મોટા તકતા પર ઘણું કામ કરી શકાશે. મીણની જગ્યાએ બ્લેકજાપાન પણ વપરાય છે.

**પ્રયોગ નં ૩**—ચાંદીના વાસણ, રકાબી, પવાલી, દાબડી વિગેરે કોઇપણ દાગીનાને મીણ લગાડી તેનાપર જે ડીઝાઇન કરવી

હોય તેટલું મીણુ કાઢી ઉપરનો પ્રયોગ નં. ૧ નું સોલ્યુશન-તેજાબના ટીપાં નાંખી થોડીવાર રાખી ધોઇ નાંખી સાફ કરવું. આ રીતે વેલ બુટી તથા નામ, કોઇપણુ ડીઝાઇન મીણુ પર કરી પછી ખવડાવવાના ભાગનું મીણુ સફાઇથી કાઢી નાંખવું. દાગીનાને ગરમ કરી પછી મીણુ લગાડવું, બહુ ગરમ કરવું નહીં સાધારણુ ગરમ કરવાથી દાગીનાપર મીણુ તુરત ઓગળી જઇ રસરૂપ બની જાય છે. એસીડથી કોઈ ભાગ કાળો પડી જાય તેને આમલીના પાણીમાં બોળવાથી સાફ થાય છે અથવા પોટાશ સાઇનેડના પાણીમાં બોળવાથી તેજાબના ડાઘ સાફ થઇ જશે.

**પ્રયોગ નં. ૪**—હીરા, માણેક, પાના, મોતી, પોખરાજ વિગેરે રત્નો આવે છે તે સર્વ ભાઇઓ જાણે છે એટલે તે વિષે જાણુવા જેવી બાબત તો એ છે કે આપણે એ ઝવેરાતને નવે ગ્રહ તરીકે માની ઉપયોગ કરીએ છીએ. જેમ આકાશને વિષે નવ ગ્રહો છે તે ત્રિગુણાત્મક છે એટલે સત્વ, રજ અને તમ એ ત્રણુ ગુણુયુકત, કોઈ સાત્વિક, કોઇ રાજશી, કોઇ તામશી એમ આ ગ્રહો સૃષ્ટિને પોષણુ આપનાર હોવાથી સુખકર છે. પરમેશ્વરે ત્રણુ ગુણુ યુકત જે સૃષ્ટિ રચી તેને ત્રણુ ગુણુનું પોષણુ આપી લાંબા કાળ સુધી ટકાવી રાખવાના હેતુથી સૂર્ય, ચંદ્ર અને તારગણો ગ્રહો વિગેરે સૃષ્ટિ સૌંદર્યની સામગ્રીઓ છે. જેમ માણુસનું શરીર ત્રણુ ગુણુનું અને ત્રણુ જાતની પ્રકૃતિ પ્રમાણે એ પોષણુ પણુ કેટલાક સાત્વિક ખોરાક ખાય, કેટલાક રાજશી ખોરાક ખાય અને કેટલાક તામશી ખોરાક ખાય. એ ખોરાકમાં સત્વગુણુ વધી જાય તો પણુ રોગ થાય, રાજશી ખોરાક વધુ લેય તો પણુ રોગ થાય અને તામશી ખોરાક વધુ લેય તો પણુ રોગ થાય પણુ તેની સામ્યાવસ્થા એટલે જોઇએ તે પ્રમાણુમાં લેવાથી તંદુરસ્તી પ્રાપ્ત થાય છે અને શરીર ટકે છે. તે પ્રમાણે જે વસ્તુ જે ગુણુની બની તેને તે ગુણુનું પોષણુ આપવાથીજ તે લાંબો કાળ ટકે છે. એ ન્યાયે ઝવેરાતમાં પણુ વિચાર કરીશું તો મોતીને ગ્રહ તરીકે ચંદ્ર ગણીએ છીએ, માણેકને સૂર્ય ગણીએ છીએ, હીરાને સુર્ક ગણીએ છીએ તેનું

કારણ જે ગુણ ચંદ્રમામાં છે તેજ ગુણ મોતીમાં છે, જે ગુણ સૂર્યમાં છે તે માણેકમાં છે. હવે આપણે એ નવે ગ્રહોના દાગીના બનાવી પહેરીએ છીએ તેમાં સંગદોષનું મહાત્મ છે.

**ગંગા પાપં શશી તાપં, દૈન્યં કલ્પતરૂ સ્તથા;**
**તાપં પાપંચ દૈનંચ, હરેત સાધુ સમાગમે.**

જેમ ગંગામાં સ્નાન કરવાથી પાપનો નાશ થાય, જેમ ચંદ્રમાના અજવાળામાં માણસ જઇને બેસે તો તાપથી મુકત થાય, જેમ કલ્પવૃક્ષની નીચે એટલે આશ્રય ગ્રહણ કરવાથી દારિદ્ર દૂર થાય પણ એક સંતપુરૂષ એટલે સજ્જન પુરૂષનો સંગ થાય તો તાપ, પાપ અને દારિદ્ર એ ત્રણેનો નાશ થાય. એવો અગણિત ગુણ સજ્જન પુરૂષનો સંગ છે. હવે જેમ મરચાંનો સ્પર્શ કરવાથી અગન બળે, બરફનો સ્પર્શ કરવાથી શીતળતા વ્યાપે પણ જેના સ્પર્શથી લાભ થાય તો તેનું વિધીયુકત સેવન કરવાથી કેટલો લાભ થાય એ વાત વિચારવા જેવી છે. જેમ પયસ્નાન એટલે દૂધના સ્નાનથી શરીરને શાન્તિ વ્યાપે તો પીવાથી કેટલી. એમ ગ્રહના દાગીના બનાવી પહેરવાથી લાભ થાય તો પછી તેનું સેવન કરવાથી કેટલું થાય એ વાત વિચારણીય છે. આપણા આયુર્વેદમાં આ ઝવેરાતની ભસ્મોના મહાન ગુણનું વર્ણન છેઃ—

**ભણતા ભણતા બહુ ભણ્યો, વિદ્યા અન્ય અનેક,**
**પણ શરીર સાચવણી તણો અક્ષર નહીં ભણ્યો એક;**
**પણ સાજુ હોય શરીર તો સઘળી વાતે સુખ,**
**નહીં તો ધન ઘરમાં છતાં દિનદિન પ્રત્યે દુઃખ.**

## મોતીની પીષ્ટિ બનાવી ખાવાથી સારામાં સારી તંદુરસ્તી પ્રાપ્ત થાય છે.

બનાવવાની રીતઃ– બસરાઇ ઝીણા મોતી વેહ વગરના લઈ તેને લીંબુના રસથી ધોઈ સાફ કર્યા પછી એક કાચના વાસણમાં લીંબુનો ગાળેલો રસ લઈ તેમાં મોતી નાંખી બે દિવસ સુધી રહેવા દેવું, બે ત્રણ કલાકે સીગ્રી હલાવતા રહેવું. એ રીતે મોતી લીંબુના રસમાં બે દિવસ રહેવાથી વાટવા જેવું થઈ જાય છે. પછી હકીકના

ખલમાં નાંખી ઘુંટવું. લીંબુનો રસ બીજા સામાન્ય પત્થરના ખલને ખાઈ જતો હોવાથી તે પત્થર દવામાં આવી જાય છે. માટે હકીકના અથવા સારામાં સારો પત્થર લીંબુના રસથી નહીં ઉતરે એવો હોય તો ચાલે. તેમાં નાંખી ઘુંટવું અને સૂર્યના કિરણમાં મૂકવું. લીંબુનો રસ અંદર સુકાઇ જાય એટલે બીજો થોડો નાંખવો એમ બેથી ત્રણ દિવસ લીંબુના રશમાં ખરલ કરી પછી ગુલાબ-જળમાં દશ દિવસ સુધી ખરલ કરવાથી ઉત્તમ પ્રકારે મોતીની પીષ્ટિ થાય છે.

ખાવાની રીતઃ- આમળાનું સરબત, લીંબુનું સરબત અથવા ઘી, મધ વિગેરે પ્રકૃત્તિ પ્રમાણે લઇ શકાય છે. ખાવાની માત્રા- અડધો વાલથી એક વાલ. પરેજી- ખટાસ, તેલ, મરચાં, હીંગ, ગરમ ચીજ ખાવી નહીં.

## માણેક ભસ્મ.

માણેકને લીંબુના રસમાં પલાળી રાખવા. સાફ કરવા સારૂ પછી ત્રીજાત અર્ક એટલે કેવડાનો અર્ક, ગુલાબનો અર્ક, સુખડનો અર્ક આ ત્રણ અર્કને સરખો ભાગે લઇ તેમાં માણેક એક સોનું ગાળવાની કુલ્લીમાં નાંખી, દેવતામાં તપાવી અર્કમાં છાટયાં કરવું એમ વીસ વખત છાંટવાથી માણેક વાટવા જેવો થાય છે. પછી લોખંડની ખાંડણીમાં કુટી બારીક કરી ધોઇ નાંખવા અને તેમાં લોહચુંબક ફેરવી લોખંડનો ભાગ હોય એટલો કાઢી નાંખવો પછી હકીકના ખરલમાં ત્રીજાત અર્કમાં ઘુટવું. લગભગ એક મહીનાથી સવા મહીના સુધી ખરલ કરે ત્યારે ઘુંટવામાં જે અવાજ થાય તે બંધ થઇ જાય ત્યારે જાણવું કે તૈયાર થઇ, એને પીષ્ટિ કહેવાય છે.

ભસ્મ કરવાની રીતઃ- વાટેલા માણેકમાં સમાન ભાગે ગંધક, મનગીલ, હીંગળોક એ ત્રણ વસ્તુ લઇ લીંબુના રસમાં ખરલ કરી ટીકડી કરવી, સુકાયા પછી સમ્પુટમાં મૂકી ગજપુટ અગ્નિ આપવો. એવા આઠ ગજપુત આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ તૈયાર થાય છે. અને હીરા સીવાયની બીજી દરેક રત્નોની આ પ્રમાણે ભસ્મ બનાવી શકાય છે. ગુણવાત, પિત્તનાશક, રસાયન, દીપન પાચન,

વીર્યક્ષય, નપુંસકતા તથા ગૂહબાધા અને કર્મજદોષને પણ મટાડે છે. માત્રા– અડધી રતીથી એક રતી મલાઇ સાથે

ઉપર પ્રમાણે અનેક વૈદિકગ્રંથોમાંથી સોધન કરી કારીગર સારામાં સારી નવજીવન અર્પણ કરનાર ઔષધી બનાવી તે વડે પોતાની આજીવિકા ચલાવી શકે છે.

**પ્રયોગ નં. ૫**—લોખંડનો પરચુરણ સામાન ચપડા, બાજા, કડા વિગેરે જે વેચાય છે તે સાર્વજનિક ઉપયોગી વસ્તુ છે અને તેને કટાઈ જવાનો સ્વભાવ છે. તેને કારીગર કલાઇ તથા જસતનું મિશ્ર ગીલીટ કરી મણબંધી વેપારીનું કામ કરે તો તેમાંથી જીવન-નિર્વાહ કરી શકે છે. જેની રીત ગીલીટ ખાતામાં આપેલી છે. છતાં અહીં સામાન્ય રીતે આપીએ છીએ. લોખંડના નાના દાગીના લાવી, નાઈટ્રીક એસીડ તથા મોરીઆટીક એસીડ સમભાગે મેળવેલું હોય તેમાં ઝબોળી કાઢવાથી લોખંડ સારૂં થાય છે અને પછી તેના પર જસત અને કલાઇનું મિશ્ર ગીલીટની રીત આગળ આપી છે તે પ્રમાણે કરી લેવું. જેમાં પાલીશ કરવાની કાંઇ કડાકુટ નથી. જેવી રીતે ઘરના છાપરા પર ગીલીટ ચઢાવેલું હોય છે જેથી તે કટાતા નથી તેવી રીતે આ લોખંડ સામાન દેખાવમાં પણ સારો લાગે અને કટાતો બચે. આવો મણબંધી માલ ગીલીટ થાય અને તેમાં માણુસ પોતાનો જીવનનિર્વાહ કરી શકે.

**પ્રયોગ નં. ૬**—આજકાલ પ્રાઈમસથી તથા સગડીથી તથા તેજાબથી અથવા સ્પીરીટથી દાઝવાના અસંખ્ય કેસો થાય છે અને તેની અગન નહીં સહન થવાથી માણુસ મરી જાય છે. આ માટે પેપરમાં ખબર વાંચી ઘણી વખતે હૃદયદ્રવીભૂત થયા કરે. એમાંથી મારા સાયન્સના અભ્યાસથી શોધ કરતાં જે વસ્તુ હાથ આવી છે તે હજારો માણુસોના જીવ બચે એવા હેતુથી પ્રશિદ્ધ કરૂં છું. કોઇ માણુસ ગમે તે રીતે દાઝયો હોય પણ તેને તેલ જેવો ચિકાસ-વાળો પદાર્થ લગાડવો નહીં અને તુરત નીચેનો ઉપાય કરવો.

રસકપુર અડધો તોલો, સોનાગેરૂ અડધો તોલો એ બેઉને

બારીક વાટી પડીકી વાળવી. આ દવા જ્યારે જરૂર પડે ત્યારે અશેર પાણીમાં નાંખી ખુબ હલાવી તેમાં મલમલના જેવા પાતળા કપડાંના પોતા બોળી દાઝેલા ભાગને પલાળી દેવો. દાઝેલો ભાગ આ પાણીથી તરબોળ રાખવો. અડધા કલાકમાં બીલકુલ અગન શાન્ત થઈ જાય છે. કેમકે રસકપુર પારામાંથી બનેલો હોવાથી પારો જેટલો શીતળ છે એટલો કોઈ પદાર્થ શીતળ નથી. વૈદિકમાં ઉપદંશ એટલે ગરમીના અસાધ્યવ્યાધિમાં પારા સીવાયની કોઇ પણ વસ્તુ કામ કરતી નથી. હમોએ આ અનુભવ જાતે કરેલો છે.

એક દિવસ આ રીતે રસકપુરના પ્રવાહીથી શાન્તિ થાય પછી દશ પંદર પાણીએ ઘી ધોઈ નાંખી પાસેર ઘીમાં એક ચમચો બોરીક એસીડ નામનો પાઉડર આવે છે જે ટંકણખારમાંથી બનેલ છે તે ધોયેલા ઘીમાં નાંખી મેળવી એક કાચના વાસણમાં ભરી લેવું. હવે કેળના કુમળા પાંદડા લઈ દાઝેલા ભાગને આ દવા નરમ પીંછીથી લગાડી કેળના પાંદડા ઉપર લગાડી પાટો બાંધવો જેથી વાળ ચોંટે નહીં અને દર્દીને શાન્તિ વળી જશે.

વનસ્પતિજન્ય ઉપાયમાં આમલી આપણે દાળશાકમાં વાપરીએ છીએ તે વગર મીઠાની લઈ તેને પાણીમાં મસળી જાડો રગડો કરી તે દાઝેલા ભાગપર લગાડવાથી ઉપરની જલદ અગન શાન્ત થાય છે. પછી ઘીના મલમથી રૂઝવવાના ઉપાય કરી શકાય છે. આ બંને ઉપાય હમારા જાતિઅનુભવના છે. વધારે પડતું દાઝેલા માણસો હમારા આ ઉપાયથી સારા થયા છે. ઉપરના ઉપાયો ઘણા ચમત્કારિક રીતે દર્દીને સારા કરે છે.

**પ્રયોગ નં. ૭**—હવે ગ્રહસ્થાશ્રમમાં માણસ અનેક વખતે પ્રતિકૂળ સ્થિતિમાં મૂકાય છે અને મૂંઝાય છે. કાંઈ સમજ પડે નહીં અને ન કરવાનું હોય તે થઈ જાય અને માણસ ગુંચવાઇ જાય છે. માટે માણસમાં પ્રતિકૂળ અવસ્થા આવે ત્યારે તેનો સામનો કરવાનું જ્ઞાન જો હોય તો તે સમજપૂર્વક પ્રયત્ન કરી આવેલી આફતોમાંથી મૂક્ત થાય છે કેમકે દુ:ખનું કારણ અજ્ઞાન અને

સુખનું કારણ જ્ઞાન. માટે ગીતામાં ૧૨ માં અધ્યાયમાં ભગવાન કૃષ્ણચંદ્ર કહે છે કે:—

**શ્રેયો હી જ્ઞાનાભ્યાસા જ જ્ઞાનાધ્યાન વિષીષ્યતે**
**ધ્યાનાત્કર્મ ફલંસ્ત્યાગં ત્યાગ શાન્તિ નિરંતરંમ્**

ભગવાન કૃષ્ણનો અર્જૂન પ્રત્યે કહેવાનો એ ભાવ છે કે, માણસે પોતાના કલ્યાણના અર્થે જ્ઞાનનો અભ્યાસ કરવો. જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાનથી કર્મના ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે. ત્યાગ એ પરમ્ શાન્તિનું કારણ છે. પણ કહેવાની મતલબ એ છે કે જેટલા પ્રમાણમાં માણસમાં જ્ઞાન તેટલા પ્રમાણમાં સુખ મેળવી શકે છે.

**ઉપાયેનહી સિદ્ધયંતી, કાર્યાણીન મનોરથૈ**

કાર્યો ઉપાયથીજ સિધ્ધ થાય છે, ખાલી મનોરથ વડે નહીં. માટે ગ્રહસ્થાશ્રમમાં સામાન્ય પ્રસંગમાં માણસ ગુંચવાઈ જાય છે પણ જો ઉપાયોનું જ્ઞાન હોય તો તેનો જરૂર ફેંસલો થાય છે.

તાવ, ક્ષય, ખાંસી જેવા અસાધ્યરોગોમાં માણસ ગભરાય જાય છે અને વૈદ ડોકટરોના દવાના ડોઝથી કંટાળી જાય છે તેમ પૈસાની પાયમાલીથી પણ મૂંઝાય છે. આવા સંજોગમાં માણસે અનાજનો ત્યાગ કરી, ભૂખ તરસમાં તાજું દૂધ સીવાય કાંઈ પણ લેવું નહીં. મહીનાથી દોઢ મહીના સુધી દૂધ પર રહેનાર માણસ ગમે તેવા ભયંકર વ્યાધીમાંથી મૂક્ત થાય છે એ હમારો સ્વયં અનુભવ છે. સવારે ખાટા લીંબુનો રસ, થોડું પાણી નાંખી પીવાથી દૂધની અરૂચિ પડતી નથી, અથવા મોસંબીનો રસ. આ સીવાય કાચુ પાણી પણ પીવું નહીં. દૂધમાં સાકર વિગેરે કાંઇ ચીજ નાંખવી નહીં. મોળું દૂધ સાધારણ ઉંફાયલું કરી લેવું, કપડેથી ગાળવું. દૂધ જરાપણ ઉઘાડું રાખવું નહીં. એક વખતે અડધો શેરથી વધારે લેવું નહીં. કલાકે પાછું લેવું પણ એકી વખતે સામટું લેવું નહીં. બીજું ગરમ ચાહ પીતા હોય તેમ ધીમેધીમે મોઢામાં રમાડી રમાડી પીવું. આ પ્રયોગ કરનારે પહેલાં એક દિવસ લીંબુ પાનનો અપવાસ કરવો. ખાટા લીંબુનો રસ પાણીમાં મેળવી ભૂખ લાગે ત્યારે તે પાણી પીવું. આનાથી ભૂખ બહુ લાગે છે પણ એક દિવસ

બીલકુલ કાંઇપણ ખોરાક લીધા સીવાય અપવાસ કરી બીજે દિવસથી દૂધ શરૂ કરવું. સવારમાં અડધો શેર પીધા પછી વળી અડધો કલાક રહી અડધો શેર પીવું એમ સવારથી બપોરના બે ત્રણ વાગ્યા સુધીમાં શેરથી દોઢ શેર દૂધ પછી સાંજના શેર. એમ દિવસેદિવસે જેમ વધારે દૂધ લેવાય તેમ લેતા રહેવું.

મેં જાતે સંવત ૧૯૯૭ના માગસર તથા પોષ મહીનાના બે માસના દૂધના ઉપવાસ કર્યા છે. છેલ્લા ભાગમાં નવ શેર દૂધ આખા દિવસમાં પીતો હતો, ઘણો સારો લાભ મળ્યો હતો. આ રીતે માણસ છાસ પર રહી શકે છે અને સંગ્રહણી જેવા રોગો પર પંચામૃત પ્રકૃત્તિ જેવી ઔષધિ સેવન કરી છાશ પર રહેનાર જરૂર સારો થાય છે.

એક બાઇને ગળાનો એટલો બધો સોજો આવી ગયો હતો કે તેને ડોકટરે કહ્યું ઓપરેશન કર્યા સીવાય ચાલે તેમ નથી. તેને ઇસપગુલ ગાંધીને ત્યાંથી મંગાવી પલાળી ચોપડી દેવામાં આવ્યો. ઘણીજ શાન્તિ દર્દીને થઇ અને ત્રણ દિવસમાં બધો સોજો સારો થઇ ગયો. શરીરના કોઇપણ ભાગના સોજા પર ઇસપગુલ પલાળી ચોપડવાથી સોજો સારો થાય છે

**પરમીઆનો વ્યાધી:–** બહુફળી અને ગોખરૂ એ બંનેને ખાંડી-પલાળી પાણી પીવાથી પીસાબનો રેચ થાય છે અને ગરમી સારી થઇ જાય છે. મોતીની પીષ્ટિ આમળાના અથવા ગુલાબના સરબતમાં ખાવાથી પણ સારો લાભ થાય છે.

**શરીરના ચાંદા** અથવા કોઇ પણ જાતના વર્ણરોગ પરઃ- લાકડીઓ ગંધક તોલા બે, પારો તોલો એક એ બંનેને ખલમાં વાટી, આરતીકપુર બે પૈસાનું નાંખી, કરંઝીયું તેલ અથવા કોપરેલ ધુપેલ ગમે તેમાં ચોપડવાથી સારા થાય છે. પીપળાના છોડા પક્ષાલનમાં વાપરવા એટલે પાણીમાં નાંખી ઉકાળી ગાળી તેને ધોવું.

**કાન પાકે તેને માટે:–** હાઇડ્રોજન પર કલોરાઇડ તથા મરકયુરીક્રોમ. હાઇડ્રોજન ચાર-પાંચ ટીપાં મૂકી ધોઇ નાંખવું,

અંદર ઉભરો આવશે તે સાફ કરી પછી મરકયુરીક્રોમના બે-ત્રણ ટીપાં કાનમાં મુકવા, રૂ દાબી દેવું, એનાથી કાન રૂઝાઈ જાય છે.

**બાળકને** મોંઢામાં ગરમી આવી જાય, રતવા, અછબરા વિગેરે ગરમીના રોગમાં ગળો સત્વ દૂધમાં આપવાથી સારો લાભ થાય છે. મોતીની પીષ્ટિ બે-ત્રણ દિવસ આપવાથી શીતળાનો ભય રહેતો નથી. ગળો સત્વ દર્દીના તોરમાં ખાવાથી સ્ત્રીના લોહીવા જેવા ગરમીના વ્યાધિ સારા થાય છે. ફટકડી ફૂલાવેલી બે વાલ, સાકરના અથવા પતાસાના પાણીમાં પીવાથી લોહીવા જેવો વ્યાધી સારો થાય છે.

હવે મનુષ્ય શરીર દેવને પણ દુર્લભ સતશાસ્ત્રોએ ગણ્યું છે અને જેમાં પરમાત્મા વસેલ છે એવા ઉત્તમોત્તમ મનુષ્ય શરીરની આપને કીંમત નથી. એ શરીર અનેક પુણ્યકર્મનું ફળ છે. જે વડે ધર્મ, અર્થ, કામ, મોક્ષ, ચતુષ્ટય, પુરૂષાર્થની સિદ્ધિ થાય છે. એવા નર તનુને કેટલું પવિત્ર અથવા સુંદર રાખવું જોઈએ, તેની જગ્યાએ આપણે નહીં ખાવા જેવા ખોરાક ભ્રષ્ટ ખાનપાન, નહીં કરવા જેવા કર્મો, નહીં બોલવા જેવા શબ્દો વડે આ શરીર ભ્રષ્ટ કરી નાંખ્યું. પછી આપણે કપાળે હાથ દઈ દેવને દોષ આપીએ છીએ.

પરમેશ્વરની મારા પર મહેરબાની નથી, ગ્રહો મારા સારા નથી, સ્ત્રી-પુત્ર વિગેરે સહાયક નથી એવા બીજાના વાંક કાઢી પોતાની ભુલને જોતા નથી, આવા માણસો કદી સાચા સુખને પ્રાપ્ત કરતા નથી. માટે શરીરને બહારથી જેવું પવિત્ર અથવા સુશોભિત રાખવા પ્રયત્ન કરીએ છીએ તેવું આંતર પવિત્ર રાખવા પવિત્ર ખોરાક અને ભૂખથી જરા પણ વધારે નહીં લેવાય, જરાપણ અજીર્ણ માલમ પડે તો લીંબુનો રસ ને પાણી પી ઉપવાસ કરી શરીરને પવિત્ર કરી નાંખવું. બહારના હોટલોના ભક્ષાભક્ષ તથા ઘણા તામશી ખોરાકથી શરીરનો ક્ષય થાય છે એમ સમજી તેનો ત્યાગ કરવો. તેમ જે કર્મ કરવામાં અંતરાત્મા અપ્રસન્ન થાય તે કર્મ કદી કરવું નહીં. કર્મ કરતાં આરંભમાંજ ખીન્નતા પ્રાપ્ત થાય તો પછી ભવિષ્યમાં સારૂં ફળ શાનું હોઇ શકે. માટે જે કર્મ કરવામાં

અંતરાત્મા પ્રસન્ન રહે તેજ કર્મ કરવું. તેમ વાણીના કર્મો પણ એજ રીતે પવિત્ર તથા હિતકર હોય એવી વાણી બોલવી. આ રીતે શરીર, વાણી કે મનથી કોઈનું અહિત નથી કરતો તે માણસ સ્વભાવિક રીતે પોતાનું હિતજ સાધી રહ્યો છે.

બીજું જેમ લાલ ચીમનીએ લાલ દીવો તથા લીલી ચીમનીએ લીલો દીવો, પણ દીવામાં કાંઈ લાલ-લીલાપણુ નથી. તેમ આત્મામાં કોઇપણ વિકાર નહીં હોવા છતાં બુધ્ધિરૂપી ઉપાધિને લઇને ભાસ થાય છે. અખાજીએ કહ્યું છે કે:—

**વસ્તુ વિષે એક નહીં દ્વંદ, જે દિસે એ માયા ફંદ.**

માટે મનુષ્ય શરીર પામી શુભ કર્મ વડે એની સફળતા છે અને એજ પરમેશ્વરની ભક્તિ છે. જે વડે મનુષ્ય સુખીજીવન ગાળી શકે છે.

**પ્રયોગ નં. ૮**—ટ્રાન્સપરન્ટ રેઝીંગ નામનો એક પદાર્થ આવે છે, તેના પાટીઆ રંગીન લાલ–લીલા–બ્લુ એવા ઘણી જાતના રંગના આવે છે. સળીઆ પણ તેના દરેક સાઇઝના આવે છે. હાલ કીટલીના હેન્ડલો તથા કબાટના હેન્ડલો મુંબાઈ ખાતે થાય છે અને તે મુંબાઇમાં મળે છે. એ પાટીઆમાંથી કરવતથી કાપી તથા સંઘાડાથી ઉતારી બુટ્ટીના પીસ, સાઠી પીન તથા અનેક વસ્તુ કાનસથી ઘસી બનાવાય છે. પછી એને બફપાલીશ થાય છે, અને મેટલપાલીશ, ધાતુપાલીશ કરવાના મસાલાથી તે પાલીશ થતું નથી. તેને પાલીશ કરવાનો મસાલો ઘેર બનાવી લેવો. મીણ તથા મીણબત્તી બંને સરખે ભાગે લઈ તેને એક વાડકીમાં ઓગાળવી અને તેમાં સફેદ ચાક આવે છે તેનો પાઉડર નાંખી, હલાવી એકજીવ કરી ગોટી કરી તે બફપર લગાડવાથી પાલીશ થાય છે. આનું કામ કાચ જેવું પાલીશ થાય છે. આ પદાર્થમાંથી બુધ્ધિપૂર્વક અનેક કામ કરે તો થાય એવી આ વસ્તુ છે.

**પ્રયોગ નં. ૯**—જુના કાચના સીસા વેચનારને ત્યાંથી પહોળા મોંઢાની લોખંડના પેંચવાળા ઢાંકણાની બાટલી લાવી તે

ઢાંકણાની વચ્ચે એક કાણું પાડી તેમાં પોલી ટીનના પતરાની ભુંગળી એક આંગળ લાંબી ઝાળી તેમાં બત્તી મૂકી એટલે ઘાસતેલના ખડીઆ થાય છે. કલાઇથી ઝાળવાનું કામ બેરન્જે તથા મ્યોરીઆટીક એસીડ નરમ કરી તે કામમાં લેવાય છે. આવી રીતે ખડીઆ ગામડામાં ઘણા ઉપયોગી થાય છે. લોકોને સસ્તા ભાવે સારા દેખાવના મળવાથી ખુશીથી લઇ શકે.

પીત્તળના પતરાના કાપલા સસ્તા મળે તે લાવી તેમાંથી નાની નાની થાળી, વાડકા, રકાબી, કડછી, પોળી વિગેરે રમકડાંનો સેટ બનાવી એક દાબડો રમકડાંનો થાય છે. એવી રીતે તાંબા-પીત્તળના પતરામાંથી રમકડાં બનાવી બફ્પાલીશ કરી વેચાણ કરી શકાય છે. આવા નાના ધંધા ઘરના બૈરાં-છોકરાં પણ કરી શકે. આપણે જુના જમાનામાં કોઈ જુલ્મીરાજ અમલમાં આપણે આપણી બ્હેનોને રક્ષણ અર્થે પડદામાં રાખી રક્ષણ કર્યું, તે તે સમય માટે ઠીક હતું. પણ આજના ખરચાળ જમાનામાં બ્હેનો પુરૂષને સહાયક નહીં થાય અને એને કેળવણી નહીં મળે તો એક માણસ રળનાર અને દશ ખાનાર એ શી રીતે સંસાર નભે.

ઘણા લાંબા કાળના અભ્યાસથી એવી માન્યતા થઈ ગઇ છે કે બૈરાંઓ શું કરી શકે! પણ શંકરાચાર્ય મહારાજે દિગવિજય કર્યો, તેને શાસ્ત્રાર્થમાં હંફાવનાર પંડિત મંડનમિશ્રની ધણીઆણી હતી. કાશી જેવા શહેરમાં સકળશાસ્ત્ર પારંગત બ્રાહ્મણ પત્નિ હતી. રજપૂત કોમમાં પણ એવી શૂરવીર સ્ત્રીના દાખલા મોજુદ છે. ઝાંસીની રાણીની વાત વિશ્વવિખ્યાત છે. દરેક સ્ત્રીએ પોતપોતાના કૂળધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરવું એમાં કશું પાપ નથી. આપણે છોકરાંઓને ભણાવીગણાવી ધંધા-રોજગારનું જ્ઞાન આપીએ છીએ એવી રીતે જો છોકરીઓને ધંધાનું શિક્ષણ આપ્યું હોય તો સહચારિણી થઇ પુરૂષને જરૂર ધંધામાં મદદ કરી શકે. મારા ધારવા પ્રમાણે ધોબી, કુંભાર, દરજી, વણકર, ઘાંચી વિગેરે જ્ઞાતિ આગળ વધી છે તેનું કારણ સ્ત્રીઓની મદદ પોતપોતાના ધંધામાં કરે છે માટે તે કોમ પૈસાપાત્ર થઈ છે.

આપણામાં સ્ત્રીઓની મદદ નહીં હોવાથી પુરૂષ એકલો કેટલું કરી શકે! સહાયક બળ વગર એકપણ કામ સિધ્ધ થઈ શકે નહીં. જે ધર્મ, અર્થ, કામ, મોક્ષ એમ ચાર પુરૂષાર્થ ગણાય છે તેમાં એકપણ પુરૂષાર્થ સ્ત્રીના સહાયક બળ વગર અશક્ય છે. એક યગ્નયાગ કોઈપણ ધાર્મિક કાર્યમાં પણ સ્ત્રીના સાથની જરૂર પડે છે. સ્ત્રી વગર સંતાન પુરૂષ એકલો પેદા કરી શકતો નથી તો ગ્રહસ્થાશ્રમ ધર્મમાં સ્ત્રીના સહાયક બળ વગર પુરૂષાર્થની સિદ્ધિ દુરસ્તર તો છેજ. કહેવાનો ભાવ માત્ર એટલો છે કે, આપણે જેમ છોકરાને શિક્ષણ આપીએ છીએ તેમ છોકરીઓને ધાર્મિકશિક્ષણ તથા હુન્નરઉદ્યોગનું જ્ઞાન આપવું એ આ જમાનાને માટે તો સારૂં છે જ. મર્યાદામાં રહીને ધર્માધર્મનું ભાન રાખી કૃત્વય કર્મ કરવાથી હાનિ નથી પણ શ્રેય છે એ નિર્વિવાદ છે.

---

# ઘરગથ્થુ હુન્નરો

ગૃહસ્થાશ્રમમાંથી પરવાર મળતાં ઘરની બ્હેનો કેટલાક હુન્નરોમાંથી આજીવીકા ચલાવી શકે એવા ઉપાયો અને સુચનાઓ કરીએ છીએ. નાના નાના ઉદ્યોગો કે જેમાં લાંબી મુંડી રોકવાની હોય નહીં અને બે પૈસા પેદા થાય એવા હુન્નરોનું જ્ઞાન મેળવી આળશ છોડી માણસ પુરૂષાર્થ કરે તો જરૂર પોતાની જીવીકા નિભાવવા શક્તિવાન બને છે.

---

## આંખના ખીલ, ફુલાં, છારી મટાડનારી દવા.

પુલાવેલી ફટકડીની ભુકી તોલા ૨, પુલાવેલું મોરથુથુ તોલા ૨, કપુર તોલા ૦ાા, સુરોખાર સ્વચ્છ ભુકી તોલા ૨, દીવેલના દીવા પર પાડેલી મેશ તોલા ૮ અને ચોકખું ગાયનું ઘી તોલા ૨૪.

ઉપરની લખેલી બધી વસ્તુ જુદી જુદી વાંટી સારા પથ્થરના ખલમાં ઘુંટી વસ્ત્ર ગાળ કરી ખલમાં સારી ઘુંટવી પછી ઘીને એક વાસણમાં ગરમ કરી વાંટેલી ભુકી તથા મેશ વિગેરે થોડી

થોડી મેળવી સાથે કરવી પછી તેને ખલમાં નાંખી ખુબ ઘુંટી આંખમાં આંજવાથી ખુંચે નહીં એવી સારી ઘુંટવી અને એક ટીનના ડબ્બામાં અંદર કચરૂં પડે નહીં એવા વાસણમાં ભરવી પછી ટીનની નાની નાની ડબીઓ વેપારી પાસેથી લાવી તેમાં મેંશ ભરી ઉપર આંખના ઘણા રોગ સારી કરનારી મેંશ એવા લેબલો મારી એક એક આને વેચો તો પણ આઠ બાર આનાના ખર્ચમાં બે અઢી રૂપીઆ પેદા થાય. આ મેંશ આંખનાં ખીલ, છારી, ફુલાં વગેરે મટાડી આંખને તેજ આપે છે.

---

## માંકડનો ત્રાસ દુર કરનારી ભુકી.

ચોકખા ટંકણખારની ભુકી તોલા ૨૫, અકલગરાની ભુકી તોલા ૨૫, ફીનાઇલની ગોળીની ભુકી તોલા ૧૦.

ઉપરના પદાર્થો બારીક વાટી ચાળી કહાડી તેનો પાઉડર બનાવી માંકડનો નાશ કરનાર પાઉડર તરીકે ડબીઓ બનાવી અથવા પડીકા બનાવી વેચો. કેટોલ પાઉડર તૈયાર આવે છે તેના કરતાં આ સસ્તો થાય છે અને માંકડવાળી જગ્યાએ છાંટવાથી માંકડ થતા નથી.

---

## ખુશબોદાર સોપારી.

સોપારી શેર ૧ના પહોળા ચીરીઆ કરી એક શેર દુધમાં પલાળી તેમાં ગુલાબનું અત્તર તથા પીપરમેન્ટનું તેલનું મીશ્રણ તોલા પાંચને આશરે નાંખી એક કાચના વાસણમાં ભરી મુકવું પછી ચાર પાંચ દીવસ રહેવા દઈ ડબીઓમાં ભરો. ખાંસી તથા દમ વિગેરેના રોગી પણ આ સોપારી ખાઇ શકે અને ફાયદો થાય. ક્ષય ખાંસી સારી કરનાર સોપારી તરીકે વેચાય.

---

## સ્ત્રીઓને ધાવણ વધારનારી દવા.

શેરડીના મુળનું ચુર્ણ તોલા ૨૦, મેથી, આસન, કપાસીઆની, મુળ, દીવેલીના પાંતરા આ દરેક ચીજ વીસ વીસ તોલાને ઘીમાં

ઘઉંનો લોટ તોલા ૨૦ સેકી તેમાં ઉપરના પદાર્થોનું ચુર્ણ મેળવવું અને તેની ભુકી એક એક તોલાને આશરે પડીકા બનાવી સાકરવાળા દુધ સાથે ખવડાવવાથી ધાવણ વધે છે. આ પડીકા બનાવી વેચી શકાય છે.

---

## સોડા વોટરના પડીકા બનાવવાની રીત.

સોડા ટારટરેટ ભુકી તોલા ૨૫, સોડાબાઇ કારબોનેટ તોલા ૮, ટારટરીક એસીડ ભુકી તોલા ૭, ખાંડનું ભુરૂ (ખાંડની કોરી ભુકી) તોલા ૩૫, લીંબુનું તેલ ટીપાં ૧૫.

ઉપરના બધા પદાર્થો બજારમાંથી લાવી તૈયાર રાખી પછી દરેક પદાર્થની જુદી જુદી ભુકી કરી કલઇવાળા વાસણમાં જરા તપાવી કોરી કરી પછી એક ખલમાં ખાંડની ભુકી નાંખી અંદર લીંબુનું તેલ એક બે ટીંપાં નાંખી ઘુંટવું પછી બાકીના પદાર્થો નાંખતા જઇ ઘુંટી ભીનાશ હોય તો તડકે જરા સુકાવી ચાળી કાચની શીશીમાં ભરી રાખવી અને બહારની હવા નહીં જાય એવો ડાટો મારવો. એમાંથી અડધા તોલાના પડીકા કરી તેલીઆ કાગળથી પેક કરવા. એક પડીકું એક કપમાં નાંખી અંદર પાણી રેડવાથી ઉભરો આવે એટલે પી શકાય છે. આ પડીકા પૈસે પૈસે વેચી શકાય, અને પેટમાં દુઃખાવો બંધકોશથી અજીર્ણ વિગેરેને મટાડે છે.

---

## પ્રદર રોગની અકસીર દવા.

બાવળના પાનનું ચુર્ણ તોલા ૮, ગોખરૂના પાન અથવા ગોખરૂનું ચુર્ણ તોલા ૪, અને સાકર તોલા ૮. ઉપરના ત્રણે પદાર્થના ચુર્ણ એકઠા કરી કાચના વાસણમાં ભરી અડધા તોલાનું એક પડીકું ઠંડા પાણી સાથે સવાર-સાંજ લેવાથી સ્ત્રીઓના પ્રદર રોગનો જડમુળથી નાશ થાય છે.

---

# સુગંધીદાર કાથાની ગોળી.

સફેદ કાથો શેર ૧, લવેંગ તોલા ૩, એલચી તોલા ૬, જાયફળ તોલો ૦ાા, જાવંત્રી તોલો ૦ાા, પછી કાથાને બારીક વાટી સુગંધી કેતકી અથવા કેવડાના પાનમાં બાંધી ચોવીસ કલાક સુધી રાખી મુકવું અને બાકીની વસ્તુને બારીક વાટી તેમાં મેળવી દેવું પછી કેશર તોલો ૦ા લઇ તેને પાણીમાં પલાળી ઘુંટી તે પાણીથી કાથાની ગોળી વાળી એ ગોળી સુકાય એટલે ડબીમાં ભરી દેવી. આ ગોળી બહુજ સારી, ખાંસી તથા કફને મટાડનાર ગુણવાળી થાય છે.

ઉપરના પ્રયોગો ખાસ કરી ઘરમાં બ્હેનો માટે ઘરગથ્થુ હુન્નર તરીકે એ પૈસા પેદા થાય અને આપણે બીજાને બોજારૂપ ન બનીએ, એટલુંજ નહીં પણ આવા નાના ઉદ્યોગોથી માણસ પોતાનો નિભાવ કરી શકે એ જણાવવા સારૂ મેં મારા વિચાર અર્પ્યા છે. પછી માણસ પોતાની બુદ્ધિ પ્રમાણે અનેક કામ અને અનેક પુરૂષાર્થ વડે પોતાની આજીવિકા ચલાવી શકે. પણ અહીં માણસ આળસને વશ થઇ કંઇ કરી શકતો નથી માટે માણસનો દુશ્મન આળસ છે તેનો ત્યાગ કરવો.

---

# આગલી ભૂમિકા જે લખાઇ છે તેમાં જાણવાજોગ બાબતો.

પ્રથમ ભૂમિકા બાળ જીવન, બાળક એ આપણા ભાવિજીવનનો આધાર અને આપણું પ્રતિબીંબ છે આપણામાં જે ખામીઓ હશે તે આપણા બાળકમાં લાંબે સમયે પણ આવ્યા વગર રહેશે નહીં અથવા આપણા સદ્‌ગુણો પણ લાંબે સમયે જરૂર એમાં દાખલ થશે. માટે માબાપોએ પોતાના બાળકને ચારિત્ર્યવાન કરવા પોતે ચારિત્ર્યવાન રહેવું એ વાત વિસરવા જેવી નથી. તેમ બાળકની તંદુરસ્તી માટે માતાએ પરેજી પાળવી જોઇએ અને પ્રસન્નતામાં રહેવું જોઇએ.

---

## બીજી ભુમીકાનું સ્પસ્ટીકરણ.

ગીલ્ટ કામ વિષે જે આગળ લખાણ કરેલું છે તે સંબંધમાં કોઈ ભાઈને મોટે પાયે કામ કરવાની ઈચ્છા હોય અથવા કાંઇ એ વિષયમાં શંકા હોય તે ભાઈએ હમને પુછવું, કાગળદ્વારા સલાહ આપીશું. બીજું બેટરી વગર ચાંદી, સોનું ચઢાવવાની રીતનો ખુલાશો કરૂં છું. ચાંદી જે નાઇટ્રીક એસીડમાં ઓગાળી તે સારી રીતે ઓગળી રહે અને તેને બહોળા પાણીમાં નાંખી આછુ પાણી કરવું પછી એક બીજા વાસણમાં મીઠાનું આછુ પાણી કરી તેના ટીપાં આ ચાંદીના પાણીમાં નાંખતા ચાંદીનો માવો બેસસે એ માવાને સારા પાણીએ ધેઇ નાંખી તેમાં વાટેલું મીઠુ ચાંદીના વજને તથા ક્રીમ ઓફ્ ટાટર અડધો ભાગ મેળવી બધાને એકરસ કરી રાખવું પછી જે ધાતુ પર ચઢાવવું હોય તેને ખટાણ લગાડી પાલીશ કરી આ પાઉડર ઘસવો, કપડા વડે ઘસવાથી ગીલીટ ચઢી જશે. બીજું પહેલા પારાના પાણીની રીત લખી છે તેમાં બોળી કહાડી પછી ચાંદીનો મુલામો ચઢાવવાથી પણ થશે.

સોનાને નાઇટ્રીક તથા મોરીઆટ્રીક એસીડમાં મારી તેમાં કપડું ભીંજાવીને તે કપડાને બાળી નાંખી રાખ કરવી, તે રાખ જે દાગીનાને ગીલીટ કરવુ હોય તેને પાલીશ કરી તેને આગળ પારાના પાણીની રીત બતાવી છે તે પ્રમાણે પારાના પાણીમાં બોળી ઉપર ઘસવાથી સોનું ચઢી જશે. બીજું પારા સાથે મારેલું સોનું મીશ્રણ કરી ધોઈ સાફ કરી તે પારાવાળું સોનું ઘસવાથી સોનું ચઢશે પછી ધુમાડા વગરના અગ્ની પર જરા તપાવવાથી પારો ઉડી જશે અને સોનાનો ઢોળ ચઢી રહેલો દેખાય તેને ઓપાણીથી પાલીશ કરવું, આ રીતે પણ ગીલીટ થાય છે.

ગીલીટ કામ સારૂ બેટરીઓ તૈયાર મુંબઈ મળી શકે છે, અથવા તાંબુ, ચાંદી વગેરે ધાતુના ક્ષારો પણ તૈયાર મળે છે. એક્ષીડાઇઝ એટલે ચાંદી, તાંબુ વિગેરે ધાતુને કાળી કરવાની પણ દવા મળે છે, ગીલીટ કામમાં સ્વચ્છતા રાખવાની ખાસ અગત્ય છે.

---

## ત્રીજી ભુમીકાનું સ્પસ્ટીકરણ.

મીનાકામ વિષે હુમો મીનાના નંબરો આપવા ધારેલા પણ લડાઈના ટાઇમને લઇને માલ આવી શકતો નથી અને ફેરફાર માલના નંબરો થવાથી તે હુમોએ આપ્યા નથી પણ મીના વેચનાર પાસેથી હવે પછીના નંબરો આવે તેના નમુના મંગાવી ટ્રાયલ કરવી. રાસી સોનામાં જરા નરમ મીના ચાલે અને ચોકખા સોનામાં સખત ચાલે. પ્રાઇમસ તથા સ્પીરીટના દીવે કામ થાય છે પણ દીવેલના દીવે દૂરથી બારીક સેડથી ગરમ કરી શકાય છે પણ કદાચ ઝાળ લાગેલી માલમ પડે તો પછી દૂર રાખી ગરમી આપવી. મીના કામને પાલીશ માટે સાધારણ લોકો મેટલ પાલીશ વાપરે છે પણ તે મીનાને પાલીશ કરવાનું સાધન નથી. એને માટે તો (ટીન ઓક્ષાઈડ) કલઇની ભસ્મની રીત આગળ આપેલી છે, છતાં એક બીજી સહેલી રીત એ છે કે કલઈને એક લોખંડના વાસણમાં ગરમ કરી તેમાં આપણે ત્યાં અથાણાના કેરાનાના ચીની બોર જેવા આવે છે તેનું લાકડું સુકુ ગાળેલા કલઈમાં ફેરવવાથી કલઈની ભસ્મ થઇ જશે, એ ભસ્મ પાલીશમાં ચાલે છે. અકીકની વડી પણ કોઇ કોઈ વાપરે છે અને મેટલ પાલીશથી પણ ચાલુ કામ થાય છે.

---

## ચોથી ભુમીકાનું સ્પસ્ટીકરણ.

સ્ટીલ પર નકશી કરવા રસાઇનીક પદાર્થ (નાઇટ્રીક એસીડ એક ભાગ તથા મોરીઆટ્રીક એસીડ બે ભાગ મેળવવું) કાચ પથ્થર જેવા પદાર્થો ખવાડવા ફ્લોરીક એસીડ ચાલે ધાતુ પર નહીં. જે દાગીના પર નકશી કરવી હોય તેને મીણ લગાડવા ગરમી આપી પછી મીણ લગાડવું. પાણી જેવું ગરમ થઇ જાય પછી ઠંડુ પડેથી જે જાતનું કામ કરવું હોય તે કરવું. બીજી એક રીત સહેલી. કોઇ પણ ચરબીવાળા પદાર્થથી એટલે મીણ અગર ઘી કે ચરબી કોઈ પણ વસ્તુથી કલમ વડે લખાણ અથવા નકશી કરી તેના ઉપર મોરથુથુ તથા નવશાર સરખે ભાગે અને સોનાગેરૂ પા ભાગ

નાંખી વાટી તેને નકશી કરેલા ભાગ પર છાંટવો અને પીછીથી પાણીના ટીપાં નાંખવા, જેટલા ભાગમાં નકશી છે તેટલાજ ભાગમાં પ્રસરે એ પ્રમાણમાં પાણીના ટીપાં નાખી બે કલાક સુધી રહેવા દેવું પછી ઠંડા પાણીથી ધોઇ સાફ કરવાથી ચરબીથી અથવા તેલથી લખેલો ભાગ પાલીશ રહી બાકીનો ભાગ રફ થઇ જશે.

## પાંચમી ભુમિકાનું સ્પસ્ટીકરણ.

મેળવાણીની ધાતુ વિષે જે આગળ લખાયું છે તેમાં ધાતુ ચોકખી હોવી જોઇએ, તેમ ગાળવામાં મેગેનેસીઅીબાઇકાબ ટાટર, નવશાર, ચુનો વગેરે નાંખી પા કલાક સુધી સારો રસ થવા દેવો. દવા બનાવવામાં પણ ધાતુની શુધ્ધી સારી રીતે કરવી. વૈદક ગ્રંથોમાંથી પણ ઘણી ધાતુની ભસ્મ સંબધી જાણવાનું મળી શકે છે, તેનું લક્ષ રાખી જાણી લેવું.

## છઠ્ઠી ભુમીકાનું સ્પસ્ટીકરણ.

ઝવેરાત જેવી મુલ્યવાન વસ્તુના ગુણો સંબધી આપાણું દુર્લક્ષ છે, માટે પહેરીને ખુશ થવા કરતાં તેની ઉત્તમ પ્રકારની ઔષધી બનાવી ખાવામાં હજારો ગુણો સમાયા છે. મોતીની પીષ્ટી મલચંદ્રાદય સાથે ખાવાથી દમનો અસાધ્ય વ્યાધી સારો થાય છે માણેકની ભસ્મ હાડફેલ જેવા વ્યાધીને સારો કરે છે. વિકાસ કરવાનો ગુણ જેમ સૂર્યમાં છે, વાતાવરણને શુદ્ધ કરવાનો ગુણ જેમ સૂર્યમાં છે, તેજ ગુણ માણેક ભસ્મમાં છે. એ પ્રમાણે દરેકનું સમજી લેવું વૈદક ગ્રંથોમાંથી એની વધુ માહીતી મેળવી અથવા વિદ્વાન વૈદની સલાહથી એની ઉત્તમ ઔષધી બનાવી ખાવાથી માણસ નવજીવન પ્રાપ્ત કરી શકે છે.

## યોગ માર્ગમાં મારા અનુભવો.

પુનાની પાસે એક મોરગાંવ કરીને ગામ છે, જ્યાં ગણપતીનું મંદિર છે, અને આજથી પચીસ વર્ષ પહેલાંની વાત છે, ત્યાં

એક વિનાયકરાવ કરીને એક યોગી મહાત્માનો નિવાસ હતો. તે ફરતા ફરતા એક વખત નવસારી આવી ચઢયા અને ત્યાં એમણે લક્ષ્મણ હોલમાં યોગના ઉપર ભાષણ કર્યું. એમનું ભાષણ સાંભળી મને એમ થયું કે આ મહાત્મા યોગ શાસ્ત્રના અભ્યાસી સારા હોવા જોઇએ પછી હું એમને એમના મુકામે ખાનગી મળી યોગ સંબંધી કેટલાક સવાલો પુછવાથી યોગ્ય ઉત્તર મળ્યો, જેમાં મને કાંઈ સંતોષ થયો પછી કેટલાક પ્રયોગો જોવાની મારી ઈચ્છા એમને મેં જણાવી તે પણ એમણે મને ખુલ્લા દીલથી બતાવ્યા, તેમ એમની સાથે રહેલા કેટલાક વિદ્યાર્થીના પ્રયોગ મેં જોઈ મને સંતોષ થયો અને મહારાજ પાસે મેં થોડા પ્રયોગ શીખવાની ઈચ્છા પ્રદર્શીત કરી.

મહારાજે તે પણ સહર્ષ સ્વીકારી બીજેજ દીવસે સવારમાં વહેલા સ્નાન કરી આવો એમ જણાવ્યું પછી હું એમની પાસે શરૂઆતમાં આશનનો તથા ભસ્ત્રીકાનો અભ્યાસ કરવા લાગ્યો. એમણે મને થોડા દીવસમાં આશનથી થતા ફાયદા તથા પ્રાણાયામ વિષેની બધી કળાઓ બતાવી અને એમને તો પછી બહારગામ વિચરવાનું હતું એટલે એમને મેં મારી દલીલ રજુ કરી મહારાજને મેં કહ્યું કે મહારાજ હમો તો ગૃહસ્થાશ્રમી છીએ માટે હમારાથી શું બની શકે તે આપ જાણી શકો છો માટે નિર્ભય અને નિશંક માર્ગ અમારે માટે જે હીતકર હોય તે બતાવો, ત્યારે એમણે મને જે ખુલાશો કર્યો તે હું આપના આગળ રજુ કરૂં છું.

પ્રથમ તો એ વાત સમજવી જોઇએ કે જેમ દીવો અથવા લેમ્પ પણ જો તદ્દન હવા બંધ કરવામાં આવે તો તે તરત ઓલવાઇ જાય છે, કારણ કે બહારની હવાને પ્રાણવાયુ કહેવાય છે અથવા અંગ્રેજીમાં જેને ઓકસીજન કહે છે, જે વાયુ વડે જીવનનો આધાર છે તે વાયુ શ્વાસોશ્વાસથી આપણા શરીરમાં દાખલ થાય છે. આપણા શરીરમાંથી નીકળતા શ્વાસને કારબન કહે છે તે આપણી હોઝરી તથા ફેફસાં વિગેરેમાંથી નિકળતો હોવાથી તેમાં જે જે જાતના રોગ તથા દોષ હોય તો તે જાતની

દુર્ગંધીવાળો હોય છે. જેમ બહારની ખરાબ ગંધથી માણસનું મન બેચેન બને છે એટલે અણગમો પેદા થાય છે, તેમ શરીરમાં પણ હોઝરી વગેરે આંતરડામાં સળો અથવા અજીર્ણાદીક દોષ હોય તો માણસને તેથી માથુ દુ:ખે અને બેચેની પેદા થાય છે, માટે માણસ બહારથી જેટલી પવિત્રતા રાખવા પ્રયત્ન કરે છે તેના કરતાં અંદરની પવિત્રતાની વધારે જરૂર છે, જેથી જીવન આનંદમય બને છે. હવે અંદરનો ભાગ પવિત્ર શી રીતે થાય તે વિષય વિષે હવે વિચારવો રહ્યો. માણસ જે ખોરાક ખાય છે તેમાં બે જાત, એક સળતો ખોરાક અને એક નહીં સળતો. જે ખોરાક વાસી રહેવાથી જેમ ગંધાઇ જાય છે તેમ તે ખોરાક જઠરમાં પણ નહીં હઝમ થવાથી ગંધાઇ જાય છે અને તેની દુર્ગંધી આખા શરીરમાં પ્રવેશ કરે છે અને તે અનેક રોગનું કારણ બને છે. જે ખોરાક બહાર વાસી રહેવાથી બગડતા નથી જેમકે રોટલો, રોટલી, પુરી વગેરે સાદા ખોરાક. અને ઢેબરા, મુઠીઆ, પાંતરા વગેરે ખોરાક બીજે દીવસે નર્ક જેવો ગંધાઇ જાય છે, માટે તે હોઝરીમાં પણ નહીં હઝમ થાય તો ગંધાઇ જાય છે. બીજું ભુખથી વધારે ખાવાથી પણ અજીર્ણ થઇ ગંદકી થાય, માટે માણસે ગમે તે જાતના ખોરાક શરીરમાં નાંખ નાંખ કરવા નહીં, પણ જેમ બને તેમ સાદા ખોરાક ખાવા મનુષ્ય શરીર એટલે પરમાત્માનો નિવાસસ્થાનરૂપ દેવ મંદિર છે.

મનુષ્ય દેહ વિશ્વમાંહી સત્ય કાશી,
વસે છે જ્યાં વિશ્વનાથ અવિનાશી.
કોઇ વિરલ સંત દેહ દેવળે દેવ જાણે,
અચળ નાથ ન્યાળી નિત્ય સુખ માણે.
અવર મંદરો ઘડતા ઘણા જનો,
આ નમુનો પણ પ્રભુ નાથનો.

માટે એવા પ્રભુના નિવાસસ્થાનરૂપ દેવ મંદિર જે મનુષ્ય દેહ તેમાં ગમે તેવા ભ્રષ્ટ, અપવિત્ર ખોરાક નાંખી એને પાયખાનુ

બનાવવું એ બુદ્ધિમાનનું કમ નથી. હવે એ શરીરના જે અંદરના ભાગ છે જેમકે રક્તાશય, આમાશય, વિર્યાશય, મુત્રાશય, મળાશય વગેરે જુદા જુદા શરીરમાં જે સ્થાન છે તે કરવા બધાને પવિત્ર કરવા યોગ માર્ગ એ એક સબળ સાધન છે. તેમાં જે નિર્ભય અને નિઃશંક માર્ગ છે તે થોડા આસનો અને ભસ્ત્રીકા નામની એક ક્રિયા છે જેને ગૃહસ્થાશ્રમી સારી રીતે કરી શકે છે. જે તદન સરળ માર્ગ છે. હવે પ્રથમ આસન સાધારણ તમે પદ્મમાસન કરો અને ટટાર બેસો, છાતીનો ભાગ બહાર પડતો રહે એમ બેસી પછી નાકના બંને નશકોરામાંથી બહારની હવા ઠેઠ નાભી સ્થાન સુધી જોરથી ખેંચો અને નાભી સ્થાનમાંથી પેટનો ભાગ અંદર ચોંટી જાય એવી રીતે દાબીને અંદરની હવા બંને નશકોરામાંથી કાઢી નાંખો. વારંવાર શ્વાસ જોરથી લેવો અને જોરથી કાઢવો. એટલે બહારની સુંદર હવા અંદર નાભી સ્થાનમાં જઈ અંદરના ભાગને પોતાનામાં રહેલ અગ્નિના પરમાણુથી અંદરના દોષ બાળી નાંખશે, અંદરની હવા જે ખરાબ છે તે બધી નીકળી જશે અને શુદ્ધ હવા અંદર દાખલ થશે. એટલે સ્વભાવિક રીતે માણસનું મન આનંદમાં આવી જશે. આ ક્રિયા રોજ કરવાથી પ્રેકટીશ પડતાં સારી રીતે થશે. અને એનાથી એટલો બધો લાભ મળે છે કે હજારો રૂપીઆની દવા ખાવાથી નહીં મળે.

નદી કીનારે અથવા જ્યાં શુધ્ધ હવા હોય ત્યાં ફરવા જાઓ, ત્યાં ઉભાઉભા છાતી જરા આગળ રહે એમ ટટાર ઉભા રહો અને બંને નશકોરામાંથી ખુબ શ્વાસ કાઢો અને પાછો લો, નાભીપ્રદેશ સુધી શ્વાસ પ્રવાસ થાય એમ શરીરમાં શુધ્ધ હવા પુરજોસમાં જતાં છાતીનો ભાગ જે શ્લેસમ હશે તે સુકાઇ જશે. સરદી તો એકજ દીવસમાં નાશ પામે છે. આ પ્રયોગ માટે કોઇ ભાઇને નહીં સમજ પડે તો મને મળવાથી હું કરીને બતાવીશ.

બીજું હસ્તાસન, અંગુષ્ટાસન શીર્ષાસન વિગેરે આસનો કરી પણ આજ ક્રિયા શ્વાસ પ્રવાસની કરવી. પ્રાણાયામમાં જેમ નાકના

એકજ નશકોરામાંથી વાયુ ખેંચવામાં આવે છે તેમ આમાં નથી. આ ક્રિયા કરનારે બંને નશકોરામાંથી વાયુ ખેંચવો અને કાઢવો. બહુ જમેલા હોય ત્યારે આ ક્રિયા નહીં કરવી. બાકી સવારે-સાંજે કોઇપણ સમયે કરી શકાય છે.

---

## શીર્ષાસન.

નીચે માથું ને ઉપર પગ રાખીને ઉભા રહેવું. એને શીર્ષાસન કહે છે. શરૂઆતમાં આ આસન દીવાલ સાથે અઢેલીને કરવાથી પાછળ પડી જવાની બીક રહેતી નથી. જરૂર પડે તો એક માણસને પાસે ઉભો રાખી તેની મદદથી કરવું. છ-સાત દીવસ કરવાથી પછી પોતાની જાતે કોઇની પણ મદદ શીવાય કરી શકાય છે. થોડોથોડો ટાઇમ કરવાથી અભ્યાસ પડતાં વધારે વખત થશે અને પછી જુઓ કે તમારી ગરદન અને શરીર કેવું મજબુત બની જાય છે. શીર્ષાસન સાથે ભસ્રીકા પણ કરવી. એટલે બંને નશકોરામાંથી શ્વાસ લેવો નાભી સુધી અને નાભીમાંથી બહાર કાઢવો. શીર્ષાસન કરતી વખતે લંગોટ પહેરી કરવો. બીજા કપડાં રાખવા નહીં અથવા ધોતીઆનો લગોટ મારવો. સવારમાં ભૂખ્યા પેટે એ આસન ઘણું ફળદાયક છે. જેમ એક શીશીમાં પાણી ભરીને ઉંધી-ચતી કરવાથી ધોવાઇને સાફ થાય છે તેમ માણસનું શરીર ઉંધુ-ચતુ થવાથી બહુજ લાભ થાય છે. શરીરમાં સંપૂર્ણપણે લોહીનો સંચાર થવાથી આરોગ્ય વધવાનો સંભવ છે. હૃદયને બહારની શુધ્ધ હવા (ઓક્ષીજન) મળવાથી પાચનક્રિયા સારી થઇ શરીરમાં શક્તિ આવે છે. વધુમાં વધુ અડધો કલાક કરવું.

ગાયનું ઘી, દૂધ, માખણ વિગેરે સાત્વિક ખોરાક લેવાથી સ્વાસ્થ્ય સુધરે છે. પાંચ વર્ષથી તે સાંઠ વર્ષ સુધીના માણસો આનો લાભ મેળવી શકે છે. આશા છે કે વાંચકભાઇઓ આનો લાભ ઉઠાવશે.

### મન એવ મનુષ્યાણાં કારણં બંધ મોક્ષયો.

માણુસને સુખ અથવા દુઃખ જે થાય છે તેનું કારણ માત્ર મનજ છે. મનની ઉંચા પ્રકારની ભાવના માણસના ઉંચા પ્રકારના ભાવીને ઘડે છે. અને માણસની નીચા પ્રકારની ભાવના એ એનું નીચા પ્રકારનું ભાવી ઘડે છે. મનુષ્ય પોતે પોતાને અપૂર્ણ માની, કમનશીબ માની પોતાની નિર્માલ્યતાનો અનુભવ કરે છે જ્યારે બીજો મનુષ્ય પોતાને પરમાત્માના અનંત ચૈતન્ય સામર્થ્ય વડે મહાન કાર્યો કરી શકે છે. મનુષ્યનું એક બાહ્ય મન છે અને એક આંતર મન છે. બાહ્ય મન, આંતર મનને જે પ્રેરણા કરે છે તે પ્રેરણા પ્રમાણે આંતર મન તે તે કાર્ય કરવા પ્રેરાય છે. માટે આંતર મનમાં શુભ ભાવનાઓ કરવી.

### યાદ્દસં ભાવના યસ્ય સિદ્ધિ ભવતી તાદ્દસી.

મનુષ્ય જે જે જાતની ભાવના કરે છે તે તે પ્રમાણે તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે એ વાત નિઃસંદેહ છે. જેમ એક ખેડુત પોતાના ખેતરોમાં જુદીજુદી વસ્તુ વાવી જુદીજુદી વસ્તુ લણે છે. ખેતરમાં એક સર્જન શકિત છે તે જે બીજ નાંખો તેનેજ સર્જે, બીજી વસ્તુ નહીં સર્જે તેમ અંતઃકરણ રૂપક્ષેત્રમાં વિચારરૂપી બીજ જે પડે છે તે અંતરમાં રહેલી સર્જનશકિત તેને સર્જી દે છે. માટે અંતઃકરણમાં જાણે અજાણે ખરાબ વિચાર થાય તો તેને તુરતજ રોકી દેવા અને નિરંતર શુભ ભાવનાનું સેવન કરવું.

**જે જેનું ચિંતન કરે, તે તે મય થઈ જાય;**
**પ્રભુ ચિંતી પ્રભુમય થવું, કિટ ભ્રમરને ન્યાય.**

પરમાત્માના નામનું સ્મરણ–ચિંતન–ધ્યાન વિગેરે પર શાસ્ત્રોએ બહુજ ભાર મૂકયો છે. એનો મહીમા કથન કર્યો છે તેનું કારણ એજ કે જેથી મન એકાગ્ર થઈ ચિંતા–ભય–કલેશથી મૂકત થઇ અભયપણાને પ્રાપ્ત થાય અને એવું અભયમન એકાગ્રતા પ્રાપ્ત કરી જ્ઞાનનું અધિકારી બને છે. અને જ્ઞાનરૂપ સાધન વડે પરમાત્માની પ્રાપ્તિ કરી શકે છે તો પછી માયાક પદાર્થના તો હિસાબ શું ?

મનુષ્ય એક અનંત સામર્થ્યવાન પ્રાણી છે પણ એને એનામાં રહેલા સામર્થ્યનો ખ્યાલ નહીં હોવાથી તે છુપાઇ રહેલું હોય છે. પણ જ્યારે એને એનામાં રહેલા સામર્થ્યનું ભાન થાય છે ત્યારે તે સામર્થ્ય વડે અનંત કરવા શક્તિવાન થાય છે.

સન્ત શાસ્ત્રોનું પણ એજ કથન છે કે માણસનું મન કલ્પના-દ્વારા સૃષ્ટિની રચના કરે છે. શરીરના પ્રત્યેક અણુઅણુમાં મન વ્યાપ્ત છે અને મન એ બધી ઇંદ્રિયોપર આધિપત્ય ભોગવે છે. એટલુંજ નહીં પણ આખા શરીરના રોગો ઉપર પણ એની સંપૂર્ણ સત્તા છે એ મન કોને કહે છે એ પણ એક જાણવાજેવી વાત છે. મનશક્તિ વિષે અનુભવી પુરૂષોનું કહેવું છે કે, મનજ શરીરની રક્ષા કરે છે, અને મનજ શરીરને મારે છે, અને મન જીવાડે છે. રોગ પણ મનમાં છે, રોગનું કારણ પણ મનમાં છે. અને રોગને સારા કરવાનું સામર્થ્ય પણ મનમાં છે. મનની વ્યાખ્યા શાસ્ત્રોએ (સંકલ્પ વિકલ્પાત્મક મનઃ) સંકલ્પ વિકલ્પ કરનારૂં તત્ત્વ. બીજા કેટલાક વિદ્વાનો એને વિચારશક્તિ, ભાવના, ઇચ્છા, સંકલ્પ-શક્તિકા સારાંશ મન છે એમ કહે છે.

હવે એ મનનું સ્થાન ક્યાં છે એ જાણવાની જરૂર છે. સાધારણ રીતે મનનું સ્થાન મસ્તક માનેલ છે પણ વાસ્તવિક માનસશાસ્ત્રની દ્રષ્ટિએ મન શરીરના અણુઅણુમાં વ્યાપક છે. મસ્તકમાં તર્કશક્તિ અથવા બુધ્ધિનું સ્થાન છે. મન તો સારા વિશ્વની વસ્તુમાં સર્વવ્યાપકપણે મોજુદ છે. જે જે કાંઇ ચમત્કાર દેખાય છે તે પણ મનનાજ છે. મન ચરાઅચરમાં ઓતપ્રોત છે. એ ચૈતન્ય શક્તિરૂપે છે અને એ મનની શક્તિ વીજળીની શક્તિથી પણ સૂક્ષ્મ છે. હવે મનના બે પ્રકાર છે—એક પ્રગટ અને બીજું ગુપ્તમન. પ્રગટમનને બાહ્યમન, ચેતનમન અથવા જાગ્રતમન કહેવાય છે. અને ગુપ્તમનને આંતરમન, અચેતનમન અથવા પ્રસુપ્તમન તરીકે ઓળખાય છે.

હવે આપણે ખાઇએ પીઇએ, કામકાજ, આપણો જીવનવ્યવહાર

કરીએ એનું જ્ઞાન આપણે હોય છે. પણ આપણે ખોરાક ખાઈએ છીએ તે પેટમાં જાય છે અને તે જઠરાગ્નિમાં પાકી તેનો રસ બની તેમાંથી લોહી અને માંસ બને છે એ બધી ક્રિયા કેવી રીતે થાય છે તેનું જ્ઞાન આપણને હોતું નથી.

શરીરમાં રક્ત ઉત્પન્ન થઈ પ્રત્યેક પરમાણુને પુષ્ટ કરે છે અને આખા શરીરમાં ભ્રમણ કરે છે. શરીરના પ્રત્યેક અવયવ પોતાનો ખોરાક રક્તસંચારમાંથી પ્રાપ્ત કરી પોતાની શક્તિ કાયમ રાખે છે. પ્રત્યેક શરીરની વૃદ્ધિ અથવા પુષ્ટિ તથા હ્રાસ એ સ્વભાવિક રીતે થયા કરે છે આપણું એનું જ્ઞાન હોય અથવા નહીં હોય તો પણ પ્રત્યેક અવયવ નિયમિત રીતે પોતાનું કામ કર્યા કરે છે. ફેફસાં શ્વાસોશ્વાસની ક્રિયા કર્યા કરે છે. કદાચ શરીરમાં કાંઈ ચોટ લાગી હોય, હાડકું તુટી ગયું હોય તે પણ લાંબે દીવસે હતું તેવું આપોઆપ થઈ જાય છે.

આ ઉપરથી માલમ પડે છે કે પ્રત્યેક અવયવમાં સ્વભાવિક બળ તથા મનશક્તિ છે અને તે હમારી પ્રગટ મનશક્તિથી ભિન્ન છે. શરીર રચનાના સૂક્ષ્મ અભ્યાસથી માલમ પડે છે કે હમારી પ્રગટ ચેતન મનશક્તિથી અલગ બીજી છુપી મનશક્તિ છે જે જ્ઞાન વગર અથવા કાબુ વગર શરીરના પ્રત્યેક અવયવની રક્ષા કરી રહી છે અને તે ઉપર અધિકાર રાખે છે. એ શક્તિ ગુપ્ત-મનને આધિન છે જેને આંતરમન કહેવાય છે. એ આંતરમન સદાકાળ શરીરનું રક્ષણ કરવા તત્પર રહે છે. શરીરમાં કોઈ ખરાબ જંતુ ઉત્પન્ન થાય તો તેને અણુઅણુમાંથી બહાર કાઢી નાખે છે. શરીરમાં કોઈપણ જાતનો વિકાર ઉત્પન્ન થાય કે ઝાડા-ઉલટીથી તે વિકારને બહાર કાઢવા યત્ન કરે છે. ફેફસામાં બલગમ વિગેરે ખાંસી થાય તેને પણ કફરૂપે બહાર કાઢી શરીરને આરોગ્ય રાખવા એ ગુપ્ત મનશક્તિ સ્વભાવિક રીતે કાર્ય કરી રહી છે. શરીર રચના પોષણ વૃદ્ધિ સંગઠન નિયમિતરૂપે એ ગુપ્તમન દ્વારાજ થાય છે. અનેક રોગોને સારા કરવાની એ ગુપ્તમનમાં શક્તિ છે. એ ગુપ્ત-

મન રાતદિન સ્વતંત્રતાથી પોતાનું કાર્ય કરે છે અને આપણી આજુબાજુ જે કાંઈ થાય તે સઘળી વાતોનો હિસાબ સંપૂર્ણ રાખે છે. એ ગુપ્તમનના ભંડારમાં સંપૂર્ણ સ્મરણશકિત રહે છે, બધા અનુભવનો સંગ્રહ જમા રાખે છે અને શરીરના સ્નાયુથી માંડી સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વ પર પોતાનો અધિકાર રાખે છે. હવે જે આપણું બાહ્યમન છે તે આંતરમન પાસે પોતાની ઇચ્છા પ્રમાણે કાર્ય કરાવે છે. જ્યારે શરીરમાં કોઈ અવ્યવસ્થા થાય તો બાહ્યમન આંતરમનને જે અજ્ઞા કરે તેજ પ્રમાણે આંતરમન કાર્ય કરે છે.

શરીરના કોઈપણ અંગમાં રોગ થાય તે અંગમાં રહેલા આંતરમનને તે તે વ્યાધી દુર કરવાની બાહ્યમનની આજ્ઞાથી આંતરમન તરત તેનો સ્વિકાર કરી તે વ્યાધી દુર કરે છે. હવે મનુષ્ય પોતે પોતાના બાહ્યમનથી આંતરમનને સુચના કરવાથી વ્યાધિ, વ્યસન આદિ અનેક દુઃખને દુર કરે છે. એવી રીતે સામા માણસમાં રહેલા ગુપ્તમનને સુચના કરવાથી તેના રોગ પણ દુર થાય છે તે માણસ પાસે હોય અથવા દુર હોય તો પણ થઇ શકે છે. શ્રદ્ધાથી વારંવાર આંતરમનને આપણી ઇચ્છા પ્રગટ કરવી જોઈએ. આપણી સુચના પ્રમાણે આંતરમન કોઇ કામ પંદર મીનીટમાં પણ કરે છે અને કોઈ કામ મહીને બે મહીને પણ અવશ્ય કરે છે. આપણી ઇચ્છાનુસાર આપણું આંતરમન કામ કરે છે.

હવે આપણા બાહ્યમન વડે જેવી સુચનાશક્તિ અથવા સંકલ્પશકિતથી સુચના કરીએ તેવુંજ ગુપ્તમન એટલે આંતરમન કાર્ય કરે છે. માનસશાસ્ત્રના પ્રયોગ કરનારે એ વાત ખ્યાલ રાખવી જોઇએ કે હમારા મનમાં પ્રત્યેક જાતનું બળ અમોઘ છે. એ અનંત સામર્થ્યવાળું હોવાથી બધાપર સામ્રાજ્ય ભોગવવા અધિકારવાળું છે. અને અનંત રોગને નાશ કરનારૂં પ્રબળ શકિતવાન મારૂં મન છે એવું મનન કરવું જોઇએ જેથી નિશ્ચયબળની વૃદ્ધિ થઇ મન દ્રઢ થાય છે. સુવાના સમયમાં અથવા અન્ય નવરાસના વખતમાં એ વાકયો પર વારંવાર વિચાર કરશો તો થોડા દિવસમાં અભ્યાસ

વડે તમને નિશ્ચય થશે કે મન કેટલું બળવાન અને પ્રભાવશાળી છે. કહેવાનું તાત્પર્ય એ છે કે માણસે પોતાની આરોગ્યરક્ષા માટે એ સમજવું જોઇએ કે હમારૂં આંતરમન હમારી સંપૂર્ણ રક્ષા કરે છે. હમારૂં કર્ત્તવ્ય તો એજ છે કે જ્યારે વ્યાધિ અથવા દુઃખ માલમ પડે કે આંતરમનને સુચના કરવી કે એ વ્યાધિને દુર કરવા તત્પર રહો અને સંપૂર્ણ આરોગ્યતા પ્રાપ્ત થાય ત્યાંસુધી આપ આપણા કાર્યમાં મશગુલ રહો, એમ વારંવાર મનને આજ્ઞા કરવાથી એની પાસે ઠીકઠીક કામ લેવાની રીત ને માનસચિકિત્સાની સરળ અને સિદ્ધાંત પદ્ધતિ છે.

મનુષ્યની મનોવૃત્તિનું અધ્યયન કરવાથી માલમ પડે છે કે કોઇપણ આફત ઉત્પન્ન થયાં પહેલાં એની કલ્પનાજ ભયદાયક હોય છે. મનુષ્યને ત્રાસ આપવામાં કલ્પનામાં વિલક્ષણ સામર્થ્ય છે. એ કલ્પનામાં ભૂત-પ્રેત, પીસાચ, ગ્રહ, બાધાવાળી કલ્પનાઓ અત્યંત દુઃખ આપવાવાળી ભયંકર હોય છે. ડરપોક માણસ તો એનો શીકાર થાય છે. કેમ કે, ભૂત બાધા હમેશાં નિર્બળ મનવાળા સ્ત્રી-પુરૂષનેજ એ થાય છે અને પ્રતિવર્ષે ભૂત બાધાની ભ્રાંતિથી ઘણા માણસો મરી જાય છે માટે સમજુ પુરૂષે એ વાતનો વિચાર કરવો જોઇએ કે ભૂતપ્રેત કેવળ મનની કલ્પના માત્ર અને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ માત્ર મનનો ભ્રમજ છે. અને એવા ભૂતપ્રેત પર વિશ્વાસ રાખનાર અજ્ઞાની લોકો વધુ હોવાથી કોઇ માનસિક પીડાને એ ભૂત બાધા માની બેસે છે. એવા રોગીમાં કોઇ કોઇ તો ઢોંગી પણ હોય છે. કુટુંબીક સંસ્કારના કારણથી અથવા ભૂતપ્રેતની ચર્ચાના વાતાવરણમાં રહેવાથી સૂક્ષ્મરૂપમાં ભૂતપ્રેતોના વિચાર પ્રવેશ કરી જાય છે અને તે અમુક સમયે માનસિક વિકારને ઉત્પન્ન કરે છે. માટે વાસ્તવિક વિચારથી એ સમજવું જોઇએ કે ખરાબ સંગ અને ખોટા વિચાર ભ્રામિક સંસ્કાર હૃદય પર ટેવાઇ ગયેલા હોય છે માટે માણસે હૃદયપટ પર શુભ ભાવના દ્રઢ કરવી અને શુભ ભાવનામય ચિત્ર મનમાં આરુઢ રાખવાથી અનેક રોગ, દુઃખ, દુર્વ્યસનથી મૂક્ત થઇ સદાચારી

અને આત્મિકબળવાળો થાય છે વાત નિશ્ચય કરવી.

હવે મેસમેરીઝમ અથવા હીપ્નોટીઝમ અથવા પ્રાણુ ચિકિત્સા વિગેરે પ્રયોગો પ્રાશ્ચીમાત વિદ્વાનોએ કેટલીક શોધી છે. તે સંબંધમાં આપણી આધ્યાત્મિક વિદ્યા સાથે એટલે વેદાંત ઉપનિષદ આદિ દર્શન શાસ્ત્રોના અભિપ્રાય સાથે કેટલી સુસંગત છે તે વાત સમજવા જેવી છે.

હવે યોગશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે પ્રાણુ અને મેસમેરીઝમ એ એકજ તત્ત્વ છે. હીપ્નોટીઝમ એ હીપ્નાસ ગ્રીક ભાષાનો શબ્દ છે. નિંદ્રા કોઈ માણુસને નિંદ્રા લાવવામાં એનો ઉપયોગ થાય છે. આંખોની થકાવટથી જ્ઞાનતંતુમાં શુન્યતા થવાથી માણુસ નિંદ્રા અવસ્થામાં આવે છે. આપણામાં ત્રાટક કહે છે. મેસમેરીઝમ શબ્દ એક વિયેનાના ડોકટર ફ્રેડરીક મેસ્મરની શોધથી એનું નામ મેસમેરીઝમ પડયું છે. એમણે એ શોધ કરી કે, મનુષ્ય શરીરના હાથ પગમાંથી એક પ્રવાહ નીકળે છે અને તેને આપણે કિરણુ નામથી ઓળખી શકીએ.

હવે મનુષ્યમાં રહેલી ગુપ્ત મનશકિત છે તે પ્રવાહિતરૂપે રોગીના શરીરમાં દાખલ કરી રોગયુકત પ્રાણુતત્ત્વને બહાર કાઢી સ્વસ્થ પ્રાણુતત્ત્વનો સંચાર કરે છે તેને મેસમેરીઝમ કહે છે. હવે આપણે જેમ વ્યવહારમાં પૈસા–ટકાની આપ–લે કરી એક–બીજાની અડચણુ દુર કરીએ છીએ તેવી રીતે માણુસ પોતાની પ્રાણુશકિતનું પ્રદાન કરી શકે છે, એ ગુપ્તમન કહો અથવા આંતરમન કહો, તેની શકિત વડે થાય છે. એ ગુપ્તમનમાં અદ્દભૂત શકિત છે જે આપણી ઉન્નતિ અથવા અવનતિનો આધાર છે. સુખદુઃખ, મંગળ, અમંગળ, ઉત્થાન, પતન વિગેરેનું કારણુ ગુપ્તમન હોય છે. બાહ્ય-મનદ્વારા ગુપ્તમનમાં સુચના વિચારદ્વારા જે પ્રકારની કરવામાં આવે છે તેજ પ્રમાણે ગુપ્તમન કાર્ય કરવા માંડે છે. સંસારમાં સુચનાદ્વારાજ પ્રત્યેક કાર્ય થાય છે. વિચારદ્વારા મનશકિતનો પ્રભાવ સુચનાદ્વારા શરીરના ભિન્નભિન્ન અંગો પર થાય છે, માંસપેશી પર,

જ્ઞાનતંતુ પર, થુંક, પીત્ત, પાચનશકિત, રસ, વિર્ય વિગેરે પર આશ્ચર્યજનક પ્રભાવ પાડે છે. ખરાબ વિચારથીજ મનુષ્યનું ઘણું અનિષ્ટ થાય છે. કોઈ ભયંકર રોગનું પણ મૂળ કારણ માનસિક પ્રભાવ છે.

એક માણસની આખી જીંદગીનું પેદા કરેલું ધન બેંકમાં જમા રાખેલું હતું. દૈવાધીન તે પ્રસિદ્ધ બેંક ફેલ થઇ ગઈ. એ વાત જાહેર ખબરદ્વારા અને બીજા વેપારીદ્વારા સાંભળી કે બેંક ખલાસ થઇ ગઈ. આ વાતથી આ માણસના મનમાં બહુજ ચિંતા પ્રગટ થઈ, આખી રાત નિંદ્રા પણ આવી નહીં અને ઘણીજ બેચેની રહી. સવારમાં ઉઠીને જુએ તો માથાના સઘળા વાળ કાળા હતા તે સફેદ થઇ ગયા. એક રોગીને ઓપરેશન કરવા ડોકટરે ટેબલ પર ચતો સુવડાવ્યો, કલોરોફોર્મ સુંઘાડવા માંડયો, કલોરોફોર્મની હજુ તો અસર નથી થઇ તે પહેલાં ભયનો માર્યો માણસ મરી ગયો. એક શીકારી પર વાઘે આક્રમણ કર્યું પણ બીજા સાથીદારોએ બંદુકની ગોળીથી વાઘને ઠાર કર્યો પણ જેના પર આક્રમણ કર્યું હતું તે છ કલાક પછી મરી ગયો. વાઘના આક્રમણથી શરીરને જરાપણ નુકશાન થયું નહોતું પણ ભયથી તુરત મૃત્યુ થઇ ગયું.

ખરાબ વિચારો સ્ત્રીઓને શરીર પરથી માંડી ગર્ભાશય સુધી અસર કરે છે. એક સ્ત્રીને ડાબા હાથની આંગળીએ દર્દ થયું હતું અને તેમાં પીડા થયા કરતી હોવાથી તેનું ધ્યાન આંગળીની પીડામાં રહેતું હતું. જ્યારે એને બચ્ચું પેદા થયું તો તેને એ આંગળી બીલકુલ હતી નહીં એક ગર્ભવતી સ્ત્રીના ઘરમાં એક પુતળું હતું તેનો એક હાથ ભાંગી ગયેલો હતો, તે પુતળા પર દરરોજ ધ્યાન આપ્યા કરતી હતી, જ્યારે તેને બચ્ચું પેદા થયું ત્યારે તેને એક હાથ બીલકુલ મળેજ નહીં. આથી એક વાત સિદ્ધ થાય છે કે માણસના વિચારો ભાવનાઓથી એનું ભાવિ ઘડાય છે.

આપણા ધર્મશાસ્ત્રોમાં પણ પરમાત્માનું નામ સ્મરણ, ધ્યાન,

પૂજન, પ્રાર્થના વિગેરેનો જે કાંઈ બોધ છે તેથી માણુસ શુભ ભાવનાવાળો થાય છે. મન વડે શુભ ચિંતન થવાથી એનું ભાવિ પણ શુભ ઘડાય છે. આપણા ધર્મ-કર્મમાં ક્ષણેક્ષણે આજ હેતુ સમાયલો જોવામાં આવે છે.

એક સ્ત્રી સગર્ભા હોય તેને સીમંત નયન સંસ્કાર કરવાનો હેતુ—સારા ઘરેણાં પહેરાવવા, સગાંવ્હાલા બોલાવી જમાડવા વિગેરે આનંદ ઉત્સવ જે કરીએ છીએ તેનો હેતુ માત્ર સ્ત્રીને શુભ ભાવનામાં પ્રેરિત કરવાનો હોય છે. પણ હેતુનું ભાન નહીં હોવાથી તેમાં ઘણા ક્લેશો જોવામાં આવે છે. અમુકને બોલાવ્યા નહીં, મોસાળુ સારૂં કર્યું નહીં, એવાએવા વિખવાદ પેદા કરી અશુભ ભાવનામાં સપડાઈ જાય છે અને તેનું અશુભ ફળ પ્રાપ્ત થાય છે.

**સર્પા પિવંતી પવનં ન ચ દુર્બલાસ્તે**
**સુષ્કે સ્તૃર્ણં વન ગજા બલીનો ભવંતી**
**કંદ ફલે મુનીવરા ક્ષપયંતી કાલં**
**સંતોષ એવ પુરૂષસ્ય પરમ નિધાનં**

સર્પ જંગલમાં પવન ભક્ષણ કરી રહે છે, છતાં દુર્બળ રહેતો નથી. મદારી પાસે રહેનારને દૂધ પીવા મળે છે, છતાં સુકાઈ જાય છે. સુકું ઘાસ ખાઈને વનના હાથી પણ રૂષ્ટપુષ્ટ રહે છે, જે રાજાના મલીદા ખાનાર એવા જબરા હોતા નથી. કંદ ફળપુલ ખાઈને ઋષીમુની પણ દિર્ઘાયુષી બળવાન જોવામાં આવે છે તેનું કારણ એકજ કે પ્રાપ્ત સ્થિતિમાં સંતોષી હોવાથી સુખમય બની રહે છે.

હવે મનુષ્યમાં સંતોષ શાથી રહે એ વાત વિચારણીય છે. ઘણા માણસો એવું સમજે છે કે હમને પૈસા મળી જાય તો પછી અસંતોષ રહેજ નહીં. કોઈ સ્ત્રીમાં, કોઈ પુત્રમાં, કોઈ મનમાં, કોઈ મોટાઈમાં એમ અનેક પદાર્થોથી સંતુષ્ટ થઈએ એમ માને છે. પણ વિચારી જોતાં તે તે પદાર્થો જેની પાસે મોજુદ છે તે ખરા સંતુષ્ટ જોવામાં આવતા નથી. તેનું કારણ પાંચ મળ્યા કે પચ્ચીસ

ને પચ્ચીસ મળ્યા કે સોની એમ હજારો ને લાખો રૂપીઆ મળવાથી પણ બસ છે એમ થતું નથી. કારણ એ હોય છે કે તૃષ્ણાનો અંત નથી. વળી પદાર્થો વિકારી હોવાથી અને નાશવંત હોવાથી તેમાંની સંતુષ્ટતા કાયમ શી રીતે હોઇ શકે ? નાશવંત પદાર્થોની પ્રીતિ પણ દુઃખનું કારણ બને છે.

**પ્રીત હી દુઃખ કહાવે જગમેં પ્રીત હી દુઃખ કહાવે,**
**પ્રીત બીના દુઃખ દુજે નાંહી માયા મસ્તી મચાવે.–જગ૦**
**દ્રશ્ય પદાર્થ અચલ કોનુ નાંહી સમજબીન પ્રીત દઢાવે,**
**પ્રીત રહે અરૂ પદાર્થ જાવે સો નિશદિન સતાવે.–જગ૦**

ઉપરના કિર્તનમાં પણ એ સાર છે કે, પદાર્થોની પ્રીતિ દુઃખનું કારણ છે. કેમ કે તે તો નાશ થશે, પણ તેમાં રહેલી પ્રીતિ નાશ થશે નહીં અને તે અંતઃકરણને તપાવ્યા કરશે. માટે અવિનાશી વસ્તુમાં પ્રેમ કરવો એજ ખરા સુખનું કારણ છે અને તે આત્માજ એક અવિનાશી હોવાથી તેમાં સંતુષ્ટ છે તે ખરો સંતુષ્ટ છે.

આત્મામાં પ્રીતિ એટલે તેનો અર્થ એ છે કે જેમ ઘાટ ઘણા પણ સોનું એક, વાસણ ઘણા પણ માટી એક, રમકડાં ઘણા પણ ખાંડ એક, વસ્ત્ર ઘણા પણ સુતર એક એમ સઘળા પ્રાણી પદાર્થોમાં આત્મા એકજ વિકસી રહ્યા છે એવું જે જુવે છે અને તેમાં સમાનભાવ રાખે છે તે ખરો સંતુષ્ટ છે અને તે પ્રાણી માત્રનું હિત કરનારો હોવાથી તેનું અહિત તો થાયજ શાનું ? એવી ઉચ્ચ ભાવનાવાળો માણસ પોતે સુખી થઇ અને સામાને સુખી કરી શકે છે.

## વિચાર વડે આપણા તથા બીજાના રોગ તથા વ્યસન દુર કરી શકાય છે.

પ્રત્યેક મનુષ્યમાં પોતાના તથા બીજાના રોગ દુર કરવાની તથા દુર્બળ શરીરને બળવાન બનાવવાથી અદ્‌ભુતશક્તિ છે અને તેનેજ માનસિકશકિત કહે છે તે આંતરમનશકિત પ્રગટમનશકિતના

કહેવા મુજબ અથવા સુચના મુજબ કામ કરે છે. માનસચિકિત્સાથી એ શકિત જાગૃત કરી શકાય છે. અથવા અન્ય મનુષ્ય ચિકિત્સા-દ્વારા જાગૃત કરી શકે છે. પ્રત્યેક સ્ત્રી-પુરૂષમાં પોતાના રોગ ટાળવાની ગુપ્તશક્તિ મસ્તકમાં રહેલી હોય છે. ભય, ચિંતા, શોક, દ્વેષ, ઇર્ષ્યા, ક્રોધ, ધૃણાના વિચારોથી મસ્તકમાં વિદ્યુત પ્રવાહના સંચારમાં રૂકાવટ પેદા થાય છે. મસ્તકમાંથી રૂધિરપ્રવાહ બીજા ભાગમાં વેગપૂર્વક જઇ શકતો નથી અને રૂધિર આવશ્યક રીતે નહીં પહોંચવાથી જડતાપણું અને શરીરનો બીજો વ્યાપાર શિથિલ થાય છે. અણુઅણુમાં વિદ્યુતપ્રવાહ સંચાર કરનાર મસ્તકમાં અખુટ ભરેલો હોય છે. જે વિદ્યુતપ્રવાહ નાડીમાં, નસોમાં અને બીજા સર્વે ભાગમાં સંચાર કરી શરીરને નિરોગી અને સ્વસ્થ રાખે છે. એ રૂધિરની ગતિ મંદ થવાથી અનેક રોગની ઉત્પત્તિ થાય છે. એ રૂધિરની ગતિ મંદ થવાનું કારણ ખરાબ વિચારોજ હોય છે. એ ખરાબ વિચારોથી હૃદયની ગતિ મંદ પડી જાય છે અને હાર્ટફેલ પણ થઇ જાય છે.

માનસિક શુભ વિચાર ગાલને ગુલાબી બનાવી દે છે અને અશુભ ભાવથી શરીર એકદમ પીળું પડી જાય છે. પાચનક્રિયા પર પણ વિચારનો એટલે મનોવિકારનો ખરાબ પ્રભાવ પડે છે. દુ:ખદાયક દૃશ્ય જોવાથી અથવા સ્મરણ કરવાથી ભૂખની રુચિ નાશ પામે છે. શોક સમાચાર સાંભળવાથી, ક્રોધથી, ચીઢીયાપણાથી, અપ્રસન્નતાથી મંદાગ્નિ રોગ લાગુ પડે છે. માનસિક ખરાબ વિચારો એ બધા રોગનું મૂળ છે મનુષ્ય જે જે વિચારો કરે છે તેની સાથે નાડીચક્રોનો ઘાડો સંબંધ છે. વિચારનો પ્રભાવ કેવળ મન પરજ નહીં પણ સારા શરીરપર આશ્ચર્યજનક પ્રભાવ પાડે છે. વિચારશકિતના પ્રભાવને કોઇ રોકી શકતું નથી. માનસિક બળદ્વારા આંતરમનની ગુપ્તશકિત જાગૃત કરી એકાગ્રતાદ્વારા રક્ત સંચાલન કરી ભાવના કરો કે સારા શરીરમાં રક્ત સંચાલન થાઓ.

જેમ બ્રાહ્મણો યજ્ઞયાગ કરે છે ત્યારે યજ્ઞની પૂર્ણાહુતિમાં યજમાનને આશીર્વચન આપે છે ત્યાં એમ બોલાય છે કે:—

**પૂણ્યાહં ભવંતુ, પૂણ્યાહં ભવંતુ, પૂણ્યાહં ભવંતુ, પૂણ્યાહં ભવંતુ.**

સુખી થાઓ, સુખી થાઓ એવો એનો ગુજરાતીમાં અર્થ થાય છે. પણ વારંવાર એ સૂચનાદ્વારા યજમાનના ગુપ્તમન પર શુભ અસર કરી આનંદીત કરે છે. એવા ગંભીર રહસ્યો વિચારથીજ સમજાય છે. વેદ તથા ઉપનિષદોમાં પણ બોધનું નિરીક્ષણ કરતાં માલમ પડે છે કે, આત્મા અવિનાશી, સત્તચિદ, આનંદઘન, દેહાતિત, નિર્લેપ નિર્ગુણ, નિર્મળ વિગેરે અનેક વિશેષણો આપી તેજ તારૂં સ્વરૂપ છે. આ નામ રૂપાત્મક નાશવંત શરીર તે તુ નહીં એવો નિશ્ચય કરાવવા જે બોધ કર્યો છે તે પણ પહેલા માણસના આંતરમન પર સુચનારૂપ છે. અને એ શુભ સુચનાથી આંતરમનમાં અનવધી આનંદ પ્રાપ્ત થાય છે અને આંતરમનમાં અભયતા છવાઇ રહે છે અને એ અભયમન એકાગ્રતાને પ્રાપ્ત થાય છે અને એકાગ્રતા વડે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને જ્ઞાન વડે સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય છે.

॥ हरी ॐ तत्सत् ॥



## ગ્રહ ભય નિવારણ મંત્ર.

નખશીખ પિત પરમાણુ જ્ઞાન અવગાહિ નિરક્ષત,
જીવ ઇશ ભ્રમ ફેર લક્ષણા લક્ષિત રક્ષિત.
ક્ષણભંગુર સંસાર વિભુ પરવાર ભાર અસ,
જેહિ ઉત્પત્તિ તેહિ પ્રલય જાસ સંયોગ વિયોગ તસ.
પરિગ્રહ પ્રપંચ પ્રગટ નિરખ યહ ભય વિભય ઉપજે નચિત,
જ્ઞાની નિ:શંક નિ:કલંક નિજ જ્ઞાનરૂપ નિરખંત નિત.

---

## પરલોક નિવારણ ભય મંત્ર.

જ્ઞાન ચખ્ય મમ લોક જાસ અવલોક મોક્ષ સુખ,
ઇતર લોક મમ નાહીં આહિ જીસ માંહિ દોષ દુ:ખ.
પુણ્ય સૂગતિ દાતાર પાપ દુર્ગતિ પદ દાયક,
મેં ચૈતન્યસ્વરૂપ ઉભય ગત ઉભય ન લાયક.
યહી વિધી વિચાર પરલોક ભય નહીં વ્યાપ્ત વરતે સુચિત,
જ્ઞાની નિ:શંક નિ:કલંક નિજ જ્ઞાનરૂપ નિરખંત નિત.

---

## મરણ ભય નિવારણ મંત્ર.

ફરસ જીભ જક્ક નયન ઓર પુનિ શ્રવણ અક્ષઇતી,
મન વચ તનબળ તિન શ્વાસ ઉશ્વાસ આયુબીતી.
યહ દશ પ્રાણ વિનાશ તાહી જગ મરણ કહીજે,
જ્ઞાન પ્રાણ સંયુક્ત જીવ તેહી કાલ ન છીજે.
યહ ચીંત કરત નહીં મરણ ભય યહ પ્રમાણ મુનિવર કથિત,
જ્ઞાની નિ:શંક નિ:કલંક નિજ જ્ઞાનરૂપ નિરખંત નિત.

---

## વેદના ભય મંત્ર.

વેદના વારો જીય જાહી વેદાન્ત સોઉ જીય,
યહ વેદના અભંગ સુનો મમ સંગ નાહી વિય.
કર્મ વેદના દુવિધ એક સુખમે દ્વિતિય દુ:ખ,

દોઉ મોહ વિકાર પુદગલાકાર બહિર્મૂખ.
જબ યહ વિચાર મનમેં ધરત તબ નિર્વેદના ભય વિદીત,
જ્ઞાની નિઃશંક નિઃકલંક નિજ જ્ઞાનરૂપ નિરખંત નિત.

---

## અન્ય રક્ષા ભય નિવારણ મંત્ર.

જો વસ્તુ સત્ સ્વરૂપ જગતમય ત્રય કાલ ગત,
તાસ વિનાશ ન હોય સહજ નિશ્ચય પરવાન મિત.
સો મમ આતમ વસ્તુ સર્વદીન સહાય ધર,
તેહી કારણ રક્ષક નંહી સુભક્ષક નંહી કોઉ પર,
જબ યહી પ્રકાર નિરધાર કીયો તબ અન્ય રક્ષા ભયન સત,
જ્ઞાની નિઃશંક નિઃકલંક નિજ જ્ઞાનરૂપ નિરખંત નિત.

---

## ચોર ભય નિવારણ મંત્ર

પરમ રૂપ પ્રત્યક્ષ જાસુ લક્ષણ ચિન મંડિત,
પર પ્રવેશ તેહી માંહી નાંહી મેં અગમ અખંડિત.
સો મમ રૂપ અનૂપ અકૃતિમ અમિત અટુટ ધન,
તાહિ ચોર કિમી ગહૈં ઠૌર ન લહૈં ચોર તન.
ચિતવન્ત એવ ધર ધ્યાન જબ તબ અગુપ્તભય ઉપશમિત,
જ્ઞાની નિઃશંક નિઃકલંક નિજ જ્ઞાનરૂપ નિરખંત નિત.

---

## અકસ્માત ભય નિવારણ મંત્ર.

સુદ્ધ બુદ્ધ અવિરૂધ સહજ સમ રીધ્ધિ સિધ્ધિ સમ,
અલખ અનાદિ અનંત અતુલ અવિચલ સ્વરૂપ મમ.
ચિદ વિલાસ પરકાસ રહિત વિકલ્પ સુથાનક,
જેહી દુબ્ધા નંહી કોઈ હોય તાંહી કસ્સુ અચાનક.
જબ યહ વિવેક ઉપજત તબ અકસ્માત ભય નંહી વિદીત,
જ્ઞાની નિઃશંક નિઃકલંક નિજ જ્ઞાનરૂપ નિરખંત નિત.

---


LU
LV
LW
LX
LY
LZ
MM
MN
MO
MP
MQ
MR
MS
MT
MU


MV
MW
MX
MY
MZ
NN
NO
NP
NQ
NR
NS
NT
NU
NV
NW

